# સિતારનો શોખ

અથવા

## કહેવાતાં સ્નેહલગ્ન

લેખક:

સદ્‌૦ શ્રી. ભોગીન્દ્રરાવ રતનલાલ દિવેટીઆ બી. એ.

અમદાવાદ.




આવૃત્તિ બીજી, પ્રત ૧૬૦૦ ઈ. સ. ૧૯૩૩

કિંમત. રૂ. ૧-૪-૦

# અર્પણ

સ્વ. પરમ પૂજ્ય પિતાશ્રીને
જેમના સંસ્કારથી આટલું
કરી શકયો.

# પ્રકાશકના બે બોલ

આ પુસ્તકની પહેલી આવૃત્તિ પ્રગટ થએ આજે ત્રેવીસ વર્ષ થઇ ગયાં છે, એટલે આજે એટલા લાંબા ગાળા પછી મારા પૂ. પિતાશ્રીના આ પુસ્તકની બીજી આવૃત્તિ પ્રકટ કરવાનો અવસર પ્રાપ્ત થયો છે.

આ પહેલાં તેઓશ્રીએ લખેલાં બાલસાહિત્યનાં બે પુસ્તકોની નવી આવૃત્તિઓ હું પ્રકટ કરી ચૂક્યો છું. આજે આ પુસ્તકની નવી આવૃત્તિ પ્રકટ થાય છે.

પુસ્તક, ઘણા વખતથી છપાઇ ગયું હતું પરંતુ કેટલાંક અનિવાર્ય કારણોને લીધે બહાર પાડતાં આટલો વિલંબ થયો છે.

આ પુસ્તક The Scrutzer Sonneta નો અનુવાદ છે એ લેખકની પ્રસ્તાવનામાં જણાવાયું છે.

હમણાં "પ્રસ્થાન" કાર્યાલય તરફથી નીકળતી ટૉલ્સ્ટૉય દ્વારા આજ પુસ્તકનો શ્રી. વિશ્વનાથ ભટ્ટે "પ્રેમનો દંભ" એ નામથી કરેલો અનુવાદ પ્રકટ થયેલો છે. પરંતુ તે તદ્દન જુદાજ સ્વરૂપમાં છે.

આ પુસ્તકની પ્રથમ આવૃત્તિની પ્રતો અપ્રાપ્ય હતી તેથી તે ફરીથી પ્રકટ કરી જનતા સમક્ષ મૂકવાને હું પ્રેરાયો છું.

'પ્રેમનો દંભ' માં આપણી સમાજમાં એના ઉપરથી કાંઈક અસર થાય એવું લાગતું નથી એમ હું ધારૂં છું. કારણકે એ જે દૃષ્ટિથી અનુવાદ થયો છે તે જરાક ઉચ્ચ કોટીના માણસોજ સમજી શકે એવો છે અને એમાં પાશ્ચાત્ય જીવન અને સમાજનું આલેખન કરવામાં આવ્યું છે.

આ ઉપરાંત આ અનુવાદ માટે શ્રી. વિશ્વનાથ ભટ્ટે પણ એમની પ્રસ્તાવનામાં જરાક આલેખન કર્યું છે.

આપણી સમાજમાં જે રીતનાં લગ્નો થાય છે તે તેમજ હાલના જમાનામાં એકબીજાના બરાબર પરિચયમાં આવ્યા વગર જે ઉતાવળથી લગ્નો કરવામાં આવે છે અને પાછળથી બન્નેને ક્લેશ ભોગવવો પડે છે તે વિષે કાંઇક ઇસારો છે.

તેમજ હાલમાં જ્યાં હાલતેચાલતે (Divorce) છૂટાછેડાની વાતો ચાલે છે તે સારૂં કે આપણી પહેલાંની લગ્નપ્રથા સારી ? એનો વાંચક પોતે જ નિર્ણય કરી શકશે.

વિશેષ કાંઇ ન લખતાં હું આ પુસ્તક જનતા સમક્ષ રજુ કરૂં છું અને આશા રાખું છું કે જનતા તેને પૂર્વવત્ વધાવી લેશે.

**અમદાવાદ.**
કૈલાસ
શરત્ પૂર્ણિમા ૧૯૮૯

**પ્રદ્યોતકુમાર ભોગીન્દ્રરાવ દિવેટીઆ.**

# પ્રસ્તાવના



વીસમી સદીના લીયો ટૉલ્સ્ટૉયનું નામ, એ સાધુ પુરુષનું પરાર્થે જીવન–અને–અન્તાવસ્થાના ચિરસ્મરણીય શબ્દો જ એમના પ્રત્યે સાનંદાશ્ચર્ય (admiration) માનભાવ–ભક્તિ–પ્રેમ ઉત્પન્ન કરવા બસ છે. પૂર્વ તેમજ પશ્ચિમમાં એક અવતારી પુરુષ તરીકે આ સાયન્સ યુગમાં કોઇએ પ્રબળ અસર કરી હોય તો તે મહાત્મા ટૉલ્સ્ટૉયજ છે. 'એ મહર્ષિના જીવનનો અભ્યાસ–એમના લેખોનું મનન અને એમના સિદ્ધાન્તો ઉપર નિદિધ્યાસન કરવાની જરૂર છે.

કાઉન્ટ ટૉલ્સ્ટૉયની ટુંકી વાર્તાઓ વાંચવા પછી, તેનો અનુવાદ કર્યા પછી, તેજ મહાત્માના બીજા લેખો વાંચવા શરૂ કર્યા, તેમનાં જીવનનો અભ્યાસ કરવા આરંભ કર્યો અને એ સાધુચરિતના વિચારો, સિદ્ધાન્તો ગુજરાતની પ્રજામાં કાંઇક ફેલાય એ ઉદ્દેશથી એક પછી એક પુસ્તકો લેવા વિચાર કર્યો. આ પુસ્તક The Scrutzer Sonneta નો અનુવાદ છે.

આ પુસ્તકને વાર્તા—નવલ કથા કહેવી કે કેમ તે શંકાસ્પદ છે. બીજી સામાન્ય વાર્તાઓની માફક આમાં અનેક ચિત્રો દોરાયાં નથી. આ તો માત્ર રેલ્વે ટ્રેઇનમાં થયેલી વાત છેઃ એક જણ પોતાની આત્મકથા કહે છે ને બીજો સાંભળે છે. પરંતુ એ વાત કહેવામાંજ ટૉલ્સ્ટૉયે જે ખૂબી વાપરી છે, જે હૃદયભેદક કાન ઉઘાડે એવો બોધ આપ્યો છે ત્હેના ભણકારા, વાંચનારને ઉત્પન્ન થતી અનેક વૃત્તિઓની અસર, પુસ્તક પૂરૂં થયા પછી ઘણો કાળ રહેવાનીજ. ટૉલ્સ્ટોયનો ઉદ્દેશ શુભ હેતુ સહૃદયતા સમજાતાં અનુવાદકર્તાનો શ્રમ સફળ થશે.

આપણા દેશમાં લગ્નની સ્થિતિ જૂદી હતી. હાલમાં જૂદી છે. કેટલાક બાળસગાઇની તરફ મત આપે છે, કેટલાક બાળવિવાહમાં આનંદ માને છે; કાંઇક કેળવાયેલા વર્ગને બાળવિવાહ રૂચિકર લાગતોજ નથી. પશ્ચિમના પવન ખાનાર સ્નેહ લગ્ન—courting પ્રેમ કથામાં વધારે આગળ જનારા International marriageમાં (એક પ્રજાના બીજી પ્રજાની સાથેનાં લગ્ન) જ દેશની ઉન્નતિ સમજે છે. લગ્ન એ ધર્મકાર્ય હોવું જોઇએ કે કરાર એ વિશે આપણા દેશમાં પ્રશ્ન ઉઠવા માંડયા છે. પશ્ચિમમાં સ્નેહલગ્ન છે તેમજ પ્રથમ દૃષ્ટિનાં સ્નેહલગ્ન છે. લગ્નોચ્છેદ કરવામાં ગંભીર કારણો ન જોઇએ, ગમે ત્યારે ગમે તેવા નજીવા કારણથી લગ્નના કોલકરાર તોડવા પતિ કે પત્નીને સત્તા હોવીજ જોઇએ, એમ એ દેશોની માન્યતા થતી જાય છે. મેરેડીથ જેવા ધુરંધર લેખકો તો એટલે સુધી કહે છે કે લગ્નના કરારની મુદત વધુમાં વધુ દશ વર્ષની જોઇએ. બીજો લેખક આ મુદત ત્રણ વર્ષની કરવા સૂચવે છે. આ મુદત પછી પતિ કે પત્ની એની એ સ્ત્રીને કે એના એ પતિને પરણે અગર તેની સાથે સંબંધ છોડી અન્ય સાથે સંબંધ બાંધી શકે. આમ લગ્નસંબંધી પ્રશ્ન સર્વ દેશોમાં ગંભીર થતો જાય

પત્રો માસિકો ને નવલકથામાં એ વિષય ચર્ચાય છે તેવે પ્રસંગે આ પુસ્તક કાંઇક વિચાર ઉત્પન્ન કરે તો ખોટું નહિ. હિન્દુ સંસારનું હાલનું બંધારણજ એવું છે કે ઈંગ્રેજી જીવન અનુકૂળ ન પડે અને તેટલાજ માટે પાત્રો હિન્દુ રાખ્યાં નથી. સ્ત્રીની શી પદવી છે? લગ્નની કેટલી ગંભીરતા છે? અને પુરુષોનાં સ્ત્રી પ્રત્યે શાં કર્તવ્યો છે તે સંબંધી એક વિચાર આપણા દેશના સંયોગને અનુસરી દર્શાવવા પ્રયત્ન કર્યો છે. મૂળ લેખક ટોલ્સ્ટૉયના વિચારોમાં ફેરફાર કર્યો નથી. સ્વભાવજન્ય ઉતાવળથી દોષ ગેરસમજુત થઇ હોય તો ક્ષંતવ્ય ગણશો.

આ વાર્તાની શૈલી સંબંધી એટલુંજ સૂચન કરવાનું કે આમાં નાયક રેલ્વે ટ્રેઇનમાં વાત કરે છે. સામાન્ય વાતચિત છે એટલુંજ નહિ પણ નાયકના હૃદયમાં ક્રોધ, વૈર, ઈર્ષ્યા, પશ્ચાત્તાપની વૃત્તિઓ પ્રબળ છે અને તે સંયોગોમાં નિયમસર શૈલી ન રહે—ન રાખવામાં આવે એ યોગ્યજ છે.

ગુજરાતી પંચના પ્રકાશકે "ઉષાકાન્ત" પછી આ બીજી ભેટ લખવા સોંપી મ્હારી પ્રત્યેનો પક્ષપાત સ્નેહભાવ દર્શાવ્યો છે માટે ત્હેમનો ઉપકાર માનું તો અયોગ્ય નથી.

અન્તે ગુજરાતની સમસ્ત પ્રજા, તેમાં વાંચકવર્ગ મ્હારા અલ્પ પ્રયાસોને વધાવી લે છે તે માટે તેમનો જેટલો ઉપકાર માનું તેટલો થોડો છે.

વ્હીલર વ્હીલા
સાન્તાક્રુઝ.
૨૭ ફેબ્રુવારી ૧૯૧૧

ભોગીન્દ્રરાવ ર. દિવેટીઆ.

## અનુક્રમણિકા

# આજ લેખકનાં બીજાં પુસ્તકો

## બીજી આવૃત્તિઓ થાય છે! સચિત્ર છપાય છે.!!

| | | | |
|---|---|---|---|
| ૧ | મૃદુલા ત્રીજી આવૃત્તિ | | ૦-૧૨-૦ |
| ૨ | ઉષાકાન્ત | | ૧-૪-૦ |
| ૩ | સીતારનો શોખ ટૉલ્સ્ટૉયલિખિત (આ પુસ્તક પોતેજ) | | ૧-૪-૦ |
| ૪ | આસીસ્ટંટ કલેકટર | નવલકથા | ૩-૦-૦ |
| ૫ | સોલીસીટર | ,, | ૧-૦-૦ |
| ૬ | રસિકચંદ્ર-ભાગ ૪ | ,, | ૧-૦-૦ |
| ૭ | મોહિની | ,, | ૧-૦-૦ |
| ૮ | નવરંગી બાલકો | બાલવાર્તાઓ | ૦-૪-૦ |
| ૯ | કાઉન્ટ ટૉલ્સ્ટૉયની વાતો | વાતો. | ૦-૪-૦ |
| ૧૦ | ટેલીફોન | | ૦-૧-૦ |
| ૧૧ | રાજમાર્ગનો મુસાફર | (બોધદાયક) | ૦-૪-૦ |
| ૧૨ | જીવનકલા | ,, | ૦-૪-૦ |
| ૧૩ | સ્ત્રીઓ ને સમાજસેવા | ,, | ૦-૬-૦ |

**નવલકથાઓ**

| | | | |
|---|---|---|---|
| ૧૪ | ચમેલી | છપાય છે | |
| ૧૫ | તરલા | ,, | ૨-૮-૦ |
| ૧૬ | સ્નેહ કે મોહ | ,, | ૧-૦-૦ |
| ૧૭ | જ્યોત્સ્ના | ,, | ૧-૮-૦ |
| ૧૮ | લગ્ન ધર્મ કે કરાર | ,, | છપાય છે. |
| ૧૯ | કાઉન્ટ ટૉલ્સ્ટૉયની વાતો ભા. ૨ | | ,, ,, |
| ૨૦ | કાઉન્ટ ટૉલ્સ્ટૉયનું જીવનચરિત્ર. | | ,, ,, |
| ૨૧ | દીવાળી કે હોળી | નવલકથા | મળતી નથી. |
| ૨૨ | લલિતકુમાર | ,, | ,, ,, |
| ૨૩ | કોલેજીઅન | ,, | ,, ,, |

ગુજરાતી સાહિત્યના કોઇપણ પુસ્તક માટે લખોઃ—

**મેસર્સ દ્વિવેદીઆ ઍન્ડ સન્સ**

પાનકોર નાકા—અમદાવાદ.

# બાલકુમાર




મળવાનું ઠેકાણું—

મેસર્સ દિવેટીઆ એન્ડ સન્સ.

પાનકોર નાકા, અમદાવાદ.

# આબાલવૃદ્ધ સર્વને ઉપયોગી એવાં

# પુસ્તકો

ગુર્જર સાહિત્યનાં ઉચ્ચ કોટીનાં પુસ્તકો તેમજ બાલસાહિત્યનાં વિવિધ પ્રકાશનો અમારે ત્યાંથી મળશે.

તે ઉપરાંત

સૌરાષ્ટ્ર, ગાંડીવ, દક્ષિણામૂર્તિ અને પ્રસ્થાન

કાર્યાલયનાં પ્રકાશનો પણ મળશે.

બહારગામના ઑર્ડરો ઉપર પુરતું ધ્યાન આપવામાં આવે છે.

અંગ્રેજી નવલકથાઓ, જેવી કે-મેરી કોરેલી, બર્ટન રસેલ, રાઇડર હેગાર્ડ વગેરેનાં પુસ્તકો પણ અમારે ત્યાં મળશે.

મળવાનું ઠેકાણું:—

મેસર્સ દ્વિવેદીઆ એન્ડ સન્સ

પાનકોર નાકા, અમદાવાદ.

# સિતારનો શોખ

## [૧]

### રેલ્વે ટ્રેઇનમાં



ખુધે જાર બાજરી, ખુધે નાર પાધરી.

( લૌકિક કહેવત )

**મુંબાઈથી** કાઠિયાવાડ જતી મેલ ધસારાબંધ ચાલી જતી હતી; સવારના પાંચ વાગવાની તૈયારી હતી; વડોદરા નજીક હતું. સ્ટેશન આવતાં ગાડીના બારણાના ધબકારા સંભળાવા લાગ્યા; જૂના ઉતારૂ જતા અને નવા દાખલ થતા; અમારા ડબ્બામાં–સેકન્ડ ક્લાસના ડબ્બામાં મારા સિવાય બીજા ત્રણ ઉતારૂ હતા; તેઓ લાંબી મુસા-

ફરી કરનાર હોય એમ એમના નિશ્ચિંત વર્તનથી લાગતું હતું. આ ઉતારૂઓમાં એક સ્ત્રી—મુંબાઈગીરી સ્ત્રી અને તેનો પતિ હતો. સ્ત્રી વેશે રૂપે સુંદર, મોહક હતી. પુરુષોના ડબ્બામાં બેસતાં, પુરુષો સાથે વાતો કરતાં જરાયે ગભરાય એમ નહોતી. તેના પતિએ કાળો હાફ્-કોટ, પાટલૂન, નેકટાઈ, કૉલર લગાવ્યો હતો. પાસે પડેલી બૅગ અને **ટાઇમ્સ ઑફ ઈન્ડીઆ** ઉપરથી કદાચ બારીસ્ટર હોય એમ શક પડતો. ત્રીજો ઉતારૂ ઘડીમાં આમ તો ઘડીમાં આમ જોયા કરતો; નરમ સ્વભાવનો અને ઊંડી ચિંતાથી ખવાઇ ગયેલો હોય તેમ તેના ચહેરા ઉપરથી લાગતું હતું. આ ઉતારૂ ઠેઠ મુંબાઇથી બેઠો હતો છતાં રસ્તામાં કોઇ સાથે બોલ્યો નહોતો એટલુંજ નહિ પણ બોલવા ઇચ્છતોએ નહિ; કદાચ ઉત્તર આપવો પડતો તો ટુંકેથી જ પતાવતો; બારીમાંથી દોડતાં ઝાડ, નાનાં સ્ટેશન અને કુદરત જોયા કરતો.

આ મુસાફર એકલો મુંઝાય છે એમ મ્હને લાગ્યું એટલુંજ નહિ પણ હું સમજ્યો છું તેની તેને ખબર પડી; અમે સામસામા બેઠા હતા. અનેકવાર આંખ મળતી છતાં, સામું ન જોવાય—વાત ન થાય તો સારૂં એમ ઇચ્છતો. વડોદરાનું સ્ટેશન આવ્યું અને **બારીસ્ટર** સાહેબ પત્ની સાથે રિફ્રેશમેન્ટ રૂમમાં પેઠા. એમની ગેર-હાજરી દરમિયાન કેટલાક ઉતારૂઓ અમારા ડબ્બામાં દાખલ થયા; આમાં એક ભાટિયો વેપારી **ગોધરા રતલામ** તરફથી આવેલો બેઠો. આ ભાટિયા સદ્‌ગૃહસ્થ આગળ પાછળ જોયા વિનાજ **બારી-**સ્ટરની બૅગ ખસેડી બેસી ગયો અને સ્હામા નવા આવેલા કોઇ **મુ**નીમ જેવા દેખાતા યુવાન સાથે વાતમાં પડયો.

“ શેઠ ! અહીં જગા છે, **બારીસ્ટર** સાહેબ બહાર ગયા છે.”

“ કાંઈ ફિકર નહિ. હું **આણંદ** ઉતરી જવાનો છું. ” કહી શેઠે વાત શરૂ કરી. શેઠ અને મુનીમ વેપારની—રૂના ભાવની—

પાકની એવી એવી વાતોમાં મશ્ગુલ હતા. મુનીમ શેઠને ઓળખતો હતો એટલે અને કાંઇક પાસે બેઠેલા ઉતારૂઓ આગળ બડાઇ હાંકવા " કલકત્તામાં લાલચંદ મોતીચંદ " " લાહોરના સોરાબશા " " દિલ્હીના લાલા બીશનદાસ " ની વાતો કરતો હતો. આ વાતમાં મને રસ ન પડવાથી હું પણ પ્લેટફોર્મ ઉપર ફરવાના વિચારથી બહાર નીકળ્યો. આળસ મરડી આમ ફરવા જાઉં છું ત્યાં બારીસ્ટર સાહેબ અને એમનાં પત્ની સામાં મળ્યાં અને કહ્યું—" ગાર્ડે સિગ્નલ આપી; ગાડી ઉપડે છે માટે બેસી જાવ. " અમે પાછા અંદર દાખલ થયા તે વખતે વેપારીની વાતો બંધ પડી હતી. માત્ર બારીસ્ટર અને એમનાં પત્ની વચ્ચે વાત ચાલતી હતી.

"—અને પછી એણે પોતાના ધણીને ખુલ્લેખુલ્લું કહી દીધું કે મારાથી હવે તમારી સાથે વધારે વખત રહી શકાશે નહિ; કારણ કે—"

એટલામાં ગાડી ચાલી અને એન્જીનની સીટી અને ગાડીના ગગડાટથી બરાબર સંભળાયું નહિ.

" એ પછી તકરારો–પૈસાના વાંધા–નાના કજીઆ શરૂ થયા, અને છેવટે છેડાછૂટકા થયા. જૂના વખતમાં આવું નહોતું થતું. કેમ ! તમે શું કહો છો " બારીસ્ટર વેપારી સામું જોઇ ઉત્તર માગતો હોય એમ લાગ્યું. વેપારી–ગાડી મહી નદીના પૂલ ઉપર હોવાથી–નદીનાં દર્શન કરી, સ્તોત્ર બોલતો હતો. સ્તોત્ર પુરૂં થતાં બોલ્યો–" હા, જૂના વખતમાં પણ એમજ બનતું; પણ વારંવાર નહિ. હાલ લોકો બડા હુંશીઆર થતા જાય છે. " બારીસ્ટરે કાંઇક કહ્યું પણ સંભળાયું નહિ એટલે હું ને પેલો ત્રીજો મુસાફર પાસે ગયા ત્યાં બારીસ્ટરનાં પત્ની બોલ્યાં—

" બહુ હોંશીઆર થયા છે એટલે શું ! પરણ્યા પહેલાં એકબીજાને જુએ પણ નહિ એ જૂનો રિવાજ તમે પસંદ કરો છો ?

તે વખતે સ્ત્રીઓ પરણનારને ચાહે છે અથવા પરણનારને ચાહી શકશે તે જાણતી નહોતી. પરણતાં સુધી કેટલી વાર કોને પરણે છે તેની પણ તેને ખબર નહોતી અને પછી આખું જીવન દુઃખમાં જતું. એ રિવાજ પસંદ કરવા લાયક છે ? ”

“ લોકો બહુજ હોંશીઆર થતા જાય છે ” વેપારીના આ શબ્દોથી **બારીસ્ટર**નાં પત્નીને સંતોષ ન થયો.

**બારીસ્ટર**—“લગ્નમાં દુઃખ અને કેળવણીને શો સંબંધ છે તે મહેરબાની કરી જણાવશો ?”

વેપારી ઉત્તર આપવા જતો હતો ત્યાં **બાઈ** બોલી ઉઠયાં– ‘ તે દિવસો તો ગયા. ’

**બારીસ્ટર**—“એમને કહેવા દો.”

વેપારી—“કારણ એટલુંજ કે હવે બીક રહી નથી.”

**બાઇ**—“પરન્તુ એકબીજા' ચાહતાં ન હોય એવાનાં લગ્ન વિશે વિચાર કર્યો ? ઢોરના માલિકો પોતાની ઇચ્છા પ્રમાણે સંબંધ કરાવે છે પરંતુ બુદ્ધિવાળાં માણસોના સંબંધમાં તેમની આંતરલાગણી જોવી જોઇએ.” આટલું કહી વિજય પામ્યાં હોય તેમ બાઇસાહેબ ચારે બાજુ જોવા લાગ્યાં. મુનીમ મનમાં હસ્યા કરતો હતો.

વેપારી—તમારી દલીલ બરાબર નથી. ઢોર તે ઢોર. માણસોને ઢોરની સરખામણી શી ! માણસો માટે જુદાજ નિયમ છે.”

**બાઇ** સાહેબ ખીલ્યાં હતાં ને વેપારીને હરાવવા દૃઢ નિશ્ચય કર્યો: “ એ તો ખરૂં ! પરંતુ જેને ચાહતી નથી એવા પુરુષ સાથે સ્ત્રીનો જન્મારો કેમ જાય ! ”

વેપારી—જૂના વખતમાં એ વિચાર જ નહોતો આવતો. એ તો નવો પવન છે. હાલ તો જરાક તકરાર થઇ–અથવા તો વિચારમાં

જરા ફેર પડયો કે બની શકે તો છેડાછૂટકો કરવા તૈયાર થાય; અને જે ન્યાતમાં એ રિવાજ નથી તેમાં એ રિવાજ હોય તો સારૂં એમ થાય છે. આમ કેમ બને ? બીક નથી તેને લીધે જ આ પરિણામ આવ્યું છે.

**બાઇ**—બીક શાની ?

વેપારી—ધણીની.

**બાઇ**—એ વખત ગયો છે.

વેપારી—તમારૂં કહેવું ખરૂં છે, પણ પાછો આવશે. સ્ત્રીની મતિ પાનીએ! સ્ત્રી પુરુષથી હલકી તે હલકીજ રહેવાની."

વેપારીની બોલવાની છટાજ એવી હતી કે મુનીમથી હસ્યા વિના રહેવાયું નહિ. આથી **બાઇ** સાહેબ ચીડાયાં પણ ખરાં.

**બાઇ**—તમે એમ ધારતા હશો કે તમારા મનથી તો સ્ત્રીઓને પડદામાં રાખવામાં આવે તો ઠીક કેમ ! પુરુષોને સર્વ સ્વતંત્રતા ! સ્ત્રીઓ માણસજ નથી કેમ !

વેપારી—અલબત્ત. પુરુષની વાતજ જુદી છે. સ્ત્રી તો માટીનું વાસણ છે; એક ભાગ્યું ને બીજું.

**બાઇ**—વારૂ, સ્ત્રી પણ માણસ છે તો એની લાગણીનો કાંઇ પણ વિચાર કરવો કે નહિ ? ધારો કે તે પોતાના પતિને ચાહી શકતી ન હોય તો શું કરવું ?

વેપારી ગુસ્સે થયો ને બોલ્યો—ચાહી ન શકે ? એના ભાર છે કે ન ચ્હાય!

**બાઇ**—એટલે સ્નેહ કાંઇ લાવ્યો લવાતો નથી.

**'લગની કો લગાડે છે ઉસેની રૂસ એકતા'***

બારીસ્ટર—અને જો સ્ત્રી ધણીને છેતરે તો શું કરવું ?

વેપારી—છેતરે કેમ ! ધણીમાં માલ હોય તો એના શા ભાર છે કે છેતરે !

બારીસ્ટર—એ ખરૂં, પણ છેતરે તો ? એવા ઘણાએ દાખલા બને છે.

વેપારી—એવા દાખલા મોટા લોકમાં બનતા હશે, પણ અમારા જેવાને ત્યાં નહિ. જે પુરુષ બાયલો, ગધેડો હોય ને એની સ્ત્રી એને છેતરે તો એમાં કાંઇ ખોટું નથી. ઘરની ફજેતી થાયજ કેમ ! સ્નેહ હોય કે ન હોય તોપણ ઘર ભાંગવાની વાતજ શી ! દરેક ધણી ધારે તો પોતાની સ્ત્રીને તાબે રાખી શકે એમ છે. મૂર્ખો હોય તેજ સ્ત્રીને તાબે રહે.

મુનીમને વાતમાં રસ પડયો હતો, બીજા બધા ચૂપ હતા. એકદમ આગળ આવી હસતાં હસતાં તે બોલ્યો—

' અરે મારા શેઠને ત્યાંજ બન્યું હતું. ધણિયાણીને ગાવા-વગાડવાનો શોખ હતો અને તેને લીધે કાંઇક ગોટાળો થયો. ધણી વિદ્વાન અને ગંભીર છે. પહેલાં તો સમજાવી-પટાવીને સુધારવા યત્ન કર્યો, પણ તેથી તો ઉલટું કામ બગડયું. બાઇ સાહેબે પૈસા વાપરવા શરૂ કર્યાઃ ધણીને ખબર પડતાં ચૌદમું રતન વાપર્યું પણ તેની કાંઇ અસર થઇ નહિ. ધણી બિચારો આખરે કંટાળ્યો ને સ્ત્રીને કાઢી મૂકી. બાઇ સ્વતંત્ર અને સ્વચ્છન્દી છે. ધણી એકલો રહે છે.

વેપારી—એમાં તમારા શેઠનોજ વાંક. જો પહેલેથી સ્ત્રીને છૂટ ન આપી હોત ને બરાબર કબજામાં રાખી હોત તો આ સ્થિતિ ન આવત. **न स्त्री स्वातंत्र्यमर्हति।** એ શાસ્ત્રવાકય ખોટું નથી ! ઢોળાવવાળા રસ્તા ઉપર ઘોડાની લગામ ખેંચી પકડવી પડે છે તેજ

પ્રમાણે ઘરમાં સ્ત્રીને પણ સ્વતંત્રતા ન આપવી. છૂટ આપી કે માર્યા ગયા.

બારીસ્ટરથી આ સહન ન થઈ શક્યું ને ટોણો માર્યો–' પણ તમે મુંબાઇમાં શું કરતા હતા ?'

વેપારી—"તે જુદી વાત છે. અમે પુરુષ છીએ. સાહેબજી!" આણંદનું સ્ટેશન આવ્યું અને વેપારી ઊતરી પડ્યો.



[૨]

# સ્નેહલગ્ન



Marriage and hanging go by destiny;
Matches and made in heaven.*

*Anatomy of Melancholy.*

**વેપારી** ઉતર્યો કે વાત થઈ રહી.

મુનીમ ખરેખર પંદરમા સૈકાનો લાગે છે.

બાઈ—સ્ત્રીની સ્વતંત્રતાનો કટ્ટો દુશ્મન. સ્ત્રી અને લગ્ન માટે કેવા વિચારો !

બારીસ્ટર—સુધરેલા દેશો કરતાં આપણે હજી બહુ પાછળ છીએ. ત્યાં સ્ત્રીઓને પાર્લામેન્ટમાં બેસવા દેવાના હક્કની વાત ચાલે છે; લગ્નના કેટલાક હક્કની ચર્ચા ચાલે છે; છૂટાછેડા માટે કેટલી સર-

* લગ્ન અને ફાંસી એ ભાગ્ય ઉપર છે. જોડાં-યોગ્ય જોડાં તો સ્વર્ગમાંજ મળી આવે.

ળતા કરી આપવી તેના વિચારો ચાલે છે ત્યારે અહીં સ્ત્રીઓને કબજામાં રાખવા બોધ અપાય છે.

**બાઇ**—વાત એમ છે કે આવા માણસો—આપણા દેશના અજ્ઞાન લોકો લગ્નસ્નેહ એવી કોઇક વસ્તુ છે તે સમજતાજ નથી, એટલુંજ નહિ પણ સ્નેહ સિવાય ખરું લગ્નજ નથી એનો વિચાર પણ આવતો નથી. સ્નેહથી લગ્ન પવિત્ર બને છે તે કયાંથી જાણે !

મુનીમ રસથી વાત સાંભળતો હતો અને તેને આ ચર્ચામાં બહુ આનંદ પડયો હતો.

બારીસ્ટરનાં પત્નીના વિચારોથી પેલા ત્રીજા ઉતારૂના મોં ઉપર જુદી જુદી લાગણી થઇ આવી; આંખો ફરવા લાગી, ગુસ્સાથી, લાગણીથી લાલલાલ થઇ ગયો. અત્યાર સુધી એક શબ્દ પણ બોલ્યા સિવાય વાતો સાંભળતો હતો તે બોલી ઉઠ્યો:

‘ લગ્ન પવિત્ર બને છે એ સ્નેહ એટલે શું ? ’

**બાઇ**—સ્નેહ ! અરે ! પતિપત્ની વચ્ચેનો સ્નેહ !

ઉતારૂ—જેને સામાન્ય લોકો સ્નેહ કહે છે તેથી લગ્ન પવિત્ર શી રીતે બને ?

**બાઇ**—એટલું સમજવું અઘરૂં છે ! સ્નેહ એ સર્વ કોઇ સમજે છે.

ઉતારૂ—ના. એ સહેલું હોય એમ હું માનતો નથી.

**બારીસ્ટર**—મિસિસ......નું કહેવું એમ છે કે લગ્ન એ એક બીજા તરફના આકર્ષણ—જેને સ્નેહ કહીએ છીએ—તેનું પરિણામ હોવું જોઇએ. આ સ્નેહ હોગ તોજ લગ્ન પવિત્ર—ગંભીર કહેવાય; પરંતુ સ્નેહવિના લગ્ન થયાં હોય તો તે તુટવાનાંજ. મારૂં કહેવું પણ એજ છે ને !

બાઇએ ડોકું હલાવ્યું અને બારીસ્ટરે બોલવું ચાલુ રાખ્યું. પણ બારીસ્ટરનું સાંભળ્યા પહેલાંજ પેલો ઉતારૂ ઉશ્કેરાઇ ગયો ને વચમાંજ બોલી ઉઠ્યો—

‘ એ તો ઠીક ! પણ જેથી લગ્નની ગંભીરતા–પવિત્રતા વધે છે એ સ્નેહનો અર્થ શો ? ’

બાઈ—સ્નેહ એટલે શું એ બધા સમજે છે.

ઉતારૂ—પણ હું સમજતો નથી. મહેરબાની કરી સમજાવો.

બાઈ—એ તો સહેલું છે. ‘ સ્નેહ એટલે એક પુરુષ અથવા સ્ત્રીનો બીજી સ્ત્રી અથવા પુરુષ તરફ અનન્ય ભાવ. ’

ઉતારૂ—એ અનન્ય ભાવ કેટલા વખત સુધી ! વર્ષ, બે વર્ષ, મહિનો, બે મહિના !

બાઈ—માફ કરો ! તમે કાંઈ સમજતા નથી અથવા સમજવા માગતા નથી.

ઉતારૂ—નાજી ! હું સમજું છું. હું એટલુંજ જાણવા માગું છું કે તે ભાવ કેટલા વખત સુધી રહેવાનો !

બાઇ—કેટલા વખતનો એ સવાલ શો ? ઘણા વખત સુધી–જન્મપર્યંત.

ઉતારૂ—હા. પણ તે તો માત્ર નવલકથામાં જ. દુનિયામાં તો જવલ્લેજ. સ્નેહથી થયેલાં લગ્નમાં તો આ અનન્ય ભાવ જન્મપર્યન્ત ભાગ્યેજ એવો ને એવો રહે છે. ભલે છૂટાછેડા ન થાય તોપણ શરૂઆતની તીવ્ર લાગણી તો જાય છેજ.

“ ના, ના. એવું ન બને ” અમે ત્રણે બોલી ઉઠ્યા.

ઉતારૂ—તમે આમ હોવું જોઇએ એમ ધારી કહો છો, ને હું આમ છે એ જોઇ કહું છું. હાલમાં સુધરેલી દુનિયામાં તો દરેક

માણસને પોતાની સ્ત્રી સિવાય બીજી સ્ત્રી વધારે સુંદર દેખાય છે–એનામાંજ વધારે રૂપ જણાય છે.

બાઇ—પણ તમે કહો છો તે વાત ન મનાય એવી છે. આ જગતમાં એવા પણ મનુષ્યો–સ્ત્રીપુરુષો છે જેમનો એકબીજા તરફનો સ્નેહ માત્ર મહિના કે વર્ષોજ ન નભતાં જીવનપર્યંત–પરલોકમાં પણ કાયમ રહે છે.

ઉતારૂ—એ તો વાતોજ. ભરથરીને પિંગલા સિવાય બીજી રાણી ન હોત અને પિંગલાને ચાહતો હતો તેમ હમેશાં ચાહતો હોત તોએ પિંગલા વફાદાર ન રહેત. એ તો એમજ ચાલવાનું. દુનિયામાં એ માણસ સારાંએ નીકળે; પણ સામાન્ય રીતે સ્નેહ–સ્નેહ એ વાતો જ છે.

To remain faithful to the dead is not in man's nature* અને નવા જમાનામાં 'એકનેજ ચાહવું' એ અશક્ય થઈ પડ્યું છે. બે–ચાર–પચીસને સરખાં ન ચાહી શકાય ! એ સવાલ થવા માંડયો છે. માત્ર નવલકથામાંજ જન્મપર્યન્ત એક દિલથી ચાહતાં સ્ત્રીપુરુષો નજરે પડે છે. નાનાં બાલકો–જુવાનીઆંને સમજાવવાં હોય તો ઠીક છે, બાકી એકબીજાને જન્મપર્યન્ત અનન્ય સ્નેહથી ચાહવું એ ગગનકુસુમ જેવું છે.

બાઇ—તમે સ્થૂલ શારીરિક સ્નેહ વિશે કહેતા હશો. આત્મલગ્નથી થયેલો—એકજ વિચાર—પ્રાબલ્ય ઉપર થયેલો સૂક્ષ્મ સ્નેહ છે તે તો તમે કબૂલ કરતાજ હશો.

ઉતારૂ—કબૂલ ! પણ તેવા દાખલામાં સંસાર નભાવવા, સંસાર ચલાવવાની જરૂર રહેતી નથી. જો દિવ્ય–સૂક્ષ્મ સ્નેહ હોય તો ખૂબસુરત તેમજ યુવાનવર્ગમાંજ કેમ દેખાય ! શું વૃદ્ધમાં એ

* ગયેલાં–ગુજરી ગયેલાં તરફ વફાદાર રહેવું એ જનસ્વભાવ નથી.

સ્નેહ ન રહે! તીવ્ર સ્નેહ—જેને આપણે સ્નેહ માનીએ છીએ તે લગ્નને પવિત્ર બનાવે છે એમ હું નથી માનતો.

બારીસ્ટરથી રહેવાયું નહિ ને વચમાં ગાજી ઉઠ્યો:—માફ કરજો સાહેબ! તમે ખોટા છો એમ હું પૂરવાર કરી આપીશ. અમારા પોતાના દાખલાથી કહી શકીએ છીએ કે સ્ત્રીપુરુષો લગ્ન-સ્નેહ સમજે છે ને એકબીજા તરફ વફાદાર રહે છે.

ઉતારૂ કંઈક તિરસ્કારથી હસ્યો, મુંગો રહ્યો ને પાછો બોલ્યો: "શું ત્યારે તમારું એમ કહેવું છે કે લગ્નનો પાયો સ્નેહ છે? મારૂં કહેવું એમ છે કે હાલમાં શારીરિક સ્નેહ સિવાય બીજો સ્નેહજ નથી. લગ્ન એ આત્મલગ્ન છેજ નહિ, એ જૂઠાણું છે. એ એક જાતનો બળાત્કાર છે.

બારીસ્ટર—માફ કરો સાહેબ! મારૂં એટલુંજ કહેવું છે કે સ્નેહાળ દંપતિ જગતમાં નથી એમ નહિ. ભૂતકાળમાં હતાં—હાલ છે ને ભવિષ્યમાં થશે.

ઉતારૂ—તેની હું ક્યાં ના કહું છું? એવાં દંપતિ હયાત છે પણ તે શાથી? જેઓ લગ્નમાં હૃદયની એકતા—પ્રભુનું દ્વાર માને છે ત્યાંજ. એવાને માટેજ લગ્નસ્નેહની ગંભીરતા, પવિત્રતા રહી છે. બાકી તો ઢોંગ છે—દમામ છે—બલાત્કાર છે. આપણે સત્ય વાત સમજીએ છીએ માટેજ લગ્નની—વિચારની સ્વતંત્રતા આપવા કહીએ છીએ. સુધરેલા દેશોમાં લગ્નનો સવાલ ગંભીર થતો જાય છે. એના ઉપર પુસ્તકોમાં—માસિકોમાં ચર્ચા ચાલી રહી છે. લગ્નની પવિત્રતા—ઈશ્વરનું અસ્તિત્વ ઈશ્વર છે એમ સમજાશે ત્યાંસુધી એનો નિર્ણય આવવાનો નથી. લગ્ન જૂની પદ્ધતિથી થાય છે પણ રહસ્ય સમજ્યા વિનાજ. આનું પરિણામ ક્યાંથી સારૂં આવે?

લગ્નની ગંભીરતા—પવિત્રતા—જવાબદારી સમજાય નહિ. પછી પતિ કે પત્ની બહારથીજ એક દેખાય એમાં શી નવાઈ! જો તેઓ ખુલ્લેખુલ્લી રીતે જુદાં છે એમ વર્તે તો સારૂં, પણ આડંબર વધ્યો છે.

લગ્ન થતાંજ જન્મભર સાથે રહેવા બંધાય છે, પણ શા માટે તે સમજતાં નથી? એ ચાર માસ થયા કે

God of Honey-moon is God no more થાય છે. છેડાછૂટકો કરતા નથી ને બધા વ્યભિચાર કરતાં નથી, પણ હૃદયહૃદય મળતાં તો નથી. જેમ બને તેમ એકબીજાથી દૂર રહે છે; અંતે ઝેર-બંદુકનો ઉપયોગ થાય છે. કહેવાતી સુધરેલી જાતોમાં આમ બનતું જાય છે.

ઉતારૂ એટલો તો ઉશ્કેરાઇ ગયો હતો—એના મોં ઉપર એટલી તો રતાશ આવી ગઇ હતી કે આખી ગાડીના માણસો એના શબ્દોથી-એનો ચહેરો જોઇ ડઘાઇ ગયાં.

બારીસ્ટર—હા ! તમે કહો છો તેમ કેટલીક પળો આવે છે ત્યારે જીવન ઉપર કંટાળો આવે છે. અને હિંદુ કરતાં તમારી જાત-માં-યુરોપના દેશોમાં ખૂનના-ઝેરના-આપઘાતના અનેક દાખલા બને છે. થોડાક વખત ઉપર પેલો ત્રાસદાયક બનાવ બન્યો હતો તે નથી સાંભળ્યું ? પેલા કાવસ નામના પારસીએ પોતાની સ્ત્રીનું ઉશ્કેરાઇ ખૂન કર્યું તે જાણો છો ને !

બાઈ—ક્યારે ! કોણ ! કયાં ?

ઉતારૂ ગભરાયો, આડું અવળું જોવા લાગ્યો ને બોલ્યો—'તમે મને ઓળખો છો ?'

બારીસ્ટર—ના. આપનું નામઠામ જાણવા ઈંતેજાર છું.

ઉતારૂ—એ જાણવામાં મજા નથી. હુંજ પેલો કાવસ—

કાવસ શબ્દ પુરો ન થયો ત્યાં ગાડીમાં ગભરાટ શરૂ થયો. બાઇ તો ચીસ પાડી ઉભી થઇ-બારીસ્ટર સાપ આવ્યો હોય ને ભાગે તેમ આઘો ખસ્યો. બીજા ઉતારૂઓ શું કરવું તેના વિચારમાં પડયા. ગાડી ધસારાબંધ ચાલી જતી હતી.

કાવસ—તમે શા માટે ગભરાઓ છો ? હું કોઇને હેરાન નહિ કરું અને હવે એકકે સવાલ નહિ પૂછું.



[૩]

# આત્મકથાનો આરંભ



का तव कान्ता कस्ते पुत्रः संसारोऽयमतीव विचित्रः।

**બા**રીસ્ટર અને તેમનાં પત્ની આ અણધાર્યા બનાવથી એટલાં ત્રાસ ખાઈ ગયાં હતાં કે 'ક્યારે સ્ટેશન આવે ને ઉતરી જઈએ' એમ ધારતાં હતાં. તેમનો ઉત્સાહ ઉડી ગયો હતો. વાઘ અથવા સિંહના પાંજરામાં પુરાયાં હોય અથવા પ્લેગ કે એવા ચેપી રોગના જંતુઓવાળા ઘરમાં આવી પડ્યાં હોય એવી એમની સ્થિતિ હતી. વાતો બંધ પડી ને આખી ગાડીમાં અજબ તરેહની શાન્તિ ફેલાઈ. કાવસ બારી પાસેજ બેઠો હતો. પણ 'વાત શી રીતે શરૂ કરવી!' તેની સમજ ન પડવાથી મુંગો રહ્યો. અમદાવાદ આવ્યું ને બધાના જીવમાં જીવ આવ્યો બારીસ્ટર અને તેમનાં પત્ની તો ગાડી ઉભી રહે તે પહેલાં કૂદી પડ્યાં—સાહેબજી કરવા પણ ન રહ્યાં—'મજુર સામાન લાવશે' કહી દોડ્યાં. મુનીમ ઉતર્યો. આખા ખાનામાં હું અને કાવસજી એકલા રહ્યા ને કાવસજીની જીભ ચાલી:—

"કાં તો તેઓ જૂઠું બોલે છે અગર સમજતા નથી."

"તમે શાની વાત કરો છો?"

"એની એજ." આટલું કહી કાવસે નિસાસો નાખ્યો ને લમણે હાથ દીધો.

'સ્નેહ—લગ્ન—કુટુંબ સઘળું ઢોંગ છે—માયા છે.' આટલું બોલતાં ઊભો થયો—ખાનામાં ફર્યો—બારીએથી નજર કરી પાછો પડ્યો.

કાવસ—"મને ઓળખ્યા પછી મારી સાથે બેસતાં સંકોચાઓ છો નહિ?"

"ના, ના."

"તમારે ઉતરવું તો નથીને?"

"ના ના"

"તમને હરકત ન હોય તો મારી જીંદગીની કથા ચલાવું."

એટલામાં ટિકિટ એગ્ઝામિનરે આવી ટિકિટ જોવા માગી. કાવસજીએ યંત્રની માફક ટિકિટ કાઢી આપી, લીધી ને પાકીટમાં મૂકી. એ એટલો તો ઉશ્કેરાઇ ગયો હતો કે મારી કહેવાની વાટ જોવાની જરૂર નહોતી. વાત કરતાં કરતાં ક્રોધ, તિરસ્કાર, નિખાલસપણું વગેરે સ્પષ્ટ જણાઇ આવતું હતું; ગાડી ઉપડી. આંબલીરોડ સાણંદ વગેરે સ્ટેશનો આવતાં ગયાં પણ કાવસજી ઉપર તેની કાંઇ અસર થતી નહોતી. તે તો તેની વાતમાં મશગુલ હતો.



[૪]

# જુવાની

*
* *

**तरुणस्तावत्तरुणीरक्तः।**

**દીવસ**—તમને ખરી વસ્તુસ્થિતિ સમજાય એટલા માટે 'મેં શા માટે લગ્ન કર્યું! હું કેવી રીતે પરણ્યો! અને લગ્ન પહેલાં મારી શી સ્થિતિ હતી' તે જણાવવાની જરૂર છે. પ્રથમ તો મારે કહેવું જોઇએ કે મારા બાપદાદા નવસારીના પ્રખ્યાત જાગીરદાર હતા. મારા પિતા મુંબઇ વેપાર અર્થે આવેલા ને તેમાં એ પૈસાની પ્રાપ્તિ થઈ. મારા પિતાની એવી મરજી હતી કે મારે વકીલ કે બારીસ્ટર થવું અને એ ઉદ્દેશ પાર પાડવા હું એલ. એલ. બી. થયો. મારૂં લગ્ન ત્રીસ વર્ષની વયે થયું હતું. લગ્નનો ઇતિહાસ જણાવ્યા પહેલાં તે પહેલાંની સ્થિતિ, લગ્ન વિશે મારા વિચાર ઇ૦ જણાવીશ. પૈસાદારના છોકરાઓ જેવી જીંદગી ગાળે છે તેવી જીંદગી ગાળતો. નીતિમાં શિથિલતા એ તવંગરના ઉંચી સોસાયટીના કહેવાતા કેળવાયેલામાં દોષ ગણાતો નથી. ગંભીર દોષ તો નહિજ.

"હોય! મોટાંનાં છોકરાં એવાંજ હોય!" એવી જગમાન્યતા છે. બીજા શેઠીઆ–બીજા તવંગર લોકોના જેવા ગોટાળા મારા ઘરમાં નહોતા એટલું અભિમાન હતું. મારાં માતાપિતાને કોઇ દિવસ કંકાસ કરતાં જોયાં નહોતાં. બાલ્યાવસ્થાથીજ લગ્ન વિશે હું બહુ ઉંચા વિચાર રાખતો હતો. મારી પત્ની નમુનેદાર હોવી જોઇએ; લગ્ન-સ્નેહ દિવ્ય જોઇએ; અમારૂં જીવન અખંડિત સ્નેહ અને નિર્વિઘ્ને જવું જોઇએ. મને મનગમતી સ્ત્રી મળશે અને મારી ઉમેદો પાર પડશેજ એમ માનતો હતો.

મેં દશ બાર વર્ષો તો જુવાનીઆઓ ગાળે છે તેમ આનંદમાં ગાળ્યાં. જ્યારે મારા બીજા મિત્રો ખરાબ રસ્તે ચઢયા હતા ત્યારે હું કાંઇક નિર્દોષ હતો. મને મારી જાત માટે ઉંચો અભિપ્રાય હતો તેથી બીજાની સાથે સંબંધ પાડતાં હું બહુ સાવધ રહેતો. ઉંચાં કુટુંબોમાં ફરતો; મોજશોખ એ મારા જીવનનો હેતુ નહોતો છતાં મોટાં કુટુંબોમાં–સોસાયટીમાં જેટલી સ્વતંત્રતા લેવાય તેટલી લેતો અને મારી જાતને સાધુપુરુષ માનતો. જે કન્યાઓનો મને પ્રસંગ પડતો તે કન્યાઓ મારા સહવાસનો લાભ લઇ મારા ઉપર અમલ ચલાવે, શિરજોરી કરે, દબાવે એ ન ગમવાથી હું તેને ચાહૂં છું–તેમના વિના ગમતું નથી એવું જણાવા દેતો નહિ. મારા પોતાનાજ આનંદ માટે તેમને મળતો–બીજું કાંઇ નહિ. વર્તન કર્મથી અપવિત્ર થવું એમાંજ દોષ છે માની, મન અને વાણીથી સંબંધ રાખવામાં પાપ માનતો નહોતો. મને બરાબર સાંભરે છે કે એક કન્યાએ હું ચાહું છું માની લગ્નનું માગું કર્યું અને એક સુંદર ભેટ આપી. લગ્ન કરવાની મારી જરાયે મરજી નહોતી છતાં ભેટ સ્વીકારી; તેની સાથે વાર્તાવિનોદ ચાલુ રાખ્યો અને અંતે લગ્ન કરવા ઇચ્છા નથી એવું ખુલ્લેખુલ્લું કહ્યું."

મેં સહેજ માથું હલાવ્યું તે કાવસે જોયું અને બોલ્યો:—

"તમે નકામું માથું ન હલાવો ! આપણે બધા એવાજ વિચારના છીએ; અત્યારે મારી આંખની શરમથીજ હા કહો છો. મારી જગાએ તમે હો તો તમે પણ મારા જેવાજ થયા હોત. બધા મનમાં સમજે છે ને હું વિચાર બહાર પાડું છું. સ્ત્રીઓના શા હક છે ! સ્ત્રીનો પુરુષ સાથે કયો સંબંધ હોવો જોઇએ ને શો સંબંધ છે તે વિશે આપણે વિચારજ કરતા નથી."

મેં પૂછ્યું—સ્ત્રીઓના હક્ક એટલે ?

કાવસ—"સ્ત્રી જાતિ સંબંધી વિચાર. મનુષ્ય જેમ જગતની બીજી વસ્તુઓ પોતાને માટેજ છે એમ માને છે, તેમ સ્ત્રી પણ પુરુષને માટે એવી વસ્તુ છે કે ? સ્ત્રીનું કોઇ વ્યક્તિત્વ છે ? સ્ત્રીને એક મનુષ્યના હક ખરા કે નહિ ?"



[૫]

# વિશુદ્ધિનો બુઝાતો દીવો



Awake-arise or be for ever fallen.

*Milton*

"મેં દશબાર વર્ષ દિવ્ય સ્નેહની વાતોમાં નામોશીભરેલું જીવન ગાળ્યું અને જરા પણ 'અરેકાર' વિના હું મારા મોટા ભાઇ સાથે 'કૉસ્મોપોલીટન ક્લબ'માં જતો આવતો. સ્ત્રીઓ વિશે હું તે વખતે કેવળ અજ્ઞાન હતો તોપણ અમારી સોસાયટીનાં સુધરેલા દોષો જેને દોષો કહેવામાં આવતા નથી તે તો મારામાં હતાજ. મારૂં વતન ગમે તેવું હતું તો પણ મારા વિચારો "ઉન્નત" હતાં. વર્તન પણ છેક હલકું નહોતું. મારા મનની આ સ્થિતિ હતી એવામાં મારા મોટાભાઇના એક મિત્ર સાથે સંબંધ થયો. આ મિત્ર જનસમાજમાં વખણાયો હતો. સ્ત્રીઓની સાથે વાતો કરવામાં કુશળ હતો તે એટલે સુધી કે દરેક સ્ત્રી તેની સાથે વાતો કરવા લલચાતી. તેનો ચહેરો–તેનું વર્તન–તેની વાણી સઘળું મોહક

હતું. સોસાયટીમાં તે માનીતો હતો. એવાજ વ્યભિચારી, વ્યસની ડોળદમામથી જનસમાજને અંજાવી નાખે છે ને જનસમાજ ઘણી વાર અંજાઇ પણ જાય છે. આ દુષ્ટમાં દુષ્ટ સેતાને મારા મોટા ભાઇને—મને જુગાર રમતાં—દારૂ પીતાં અને એથી પણ વધારે ખરાબ રસ્તે જતાં શીખવ્યું. આ મિત્રનો સંબંધ થયો તે પહેલાં મારા મોટાભાઇ નિર્દોષ હતા. હું ખોટું કરું છું તેનું મને ભાન પણ નહોતું અને મારા વડિલવર્ગમાંથી કોઇએ બીલીયર્ડ, પાનાં રમવાં—કલબમાં ગમે તે ખાવું પીવું એ ખોટું છે એમ કહ્યું પણ નહોતું. ધર્મના કાનુનો જાણતો, પણ તે તો દરિયાકિનારે—નદીએ કે અગીઆરીમાં જઈ બડબડી આવતો એટલે બસ. નિશાળમાં વ્યાકરણના નિયમો ન આવડે તો માર પડે કે નંબર જાય, પણ ધર્મના આદેશો ભાગવાથી હાલ તો શિક્ષાની બીક નહોતી એટલે ફાવતું.

મારા—મારા પિતાના દોસ્તો મને હોંશીઆર—વખત પ્રમાણે ચાલનાર ગણી માન આપતા. આવા વર્તનમાંજ ખરી મર્દાનગી રહી છે એમ કહેતા. શરીર બગડશે એ વિચાર સુધરાઇ ખાતાને (Sanitary Department) કરવાનો છે, આપણે નહિ એમ હું માનતો. ધીરે ધીરે મારી સ્થિતિ, વય અનુસાર સર્વ વ્યસન અને કુટેવો શરૂ કરી. સીગાર શરૂ કરતાં મારું હૃદય ગભરાયું; જીવ ડોલાયો ને રોઉં રોઉં થઇ ગયું. મારા અંતઃકરણમાં પવિત્રતાએ જોર કર્યું અને મારાં દુષ્કૃત્યો સંભારી રોગ્યો પણ ખરો, પવિત્રતા—શુદ્ધિ ચાલી ગઇ હતી. બાલ્યાવસ્થાની નિર્દોષતા હમેશને માટે ગઇ હતી; સ્ત્રીના સંબંધીની પવિત્રતા નિર્મૂળ થઈ ગઇ હતી.

'Are you faithful to your future wife?'

તમે તમારી ભાવી પત્નીને વફાદાર છો? એ પ્રશ્ન કોઇ પૂછે તો શો ઉત્તર આપવો તે ભારે થઇ પડે એમ હતું. પવિત્ર કાવસ સાચા શુદ્ધ જરથોસ્તીને બદલે દારૂડિયો—જુગારી—અપવિત્ર

ફાવસ-થયો હતો. સ્ત્રી જગતની માતા છે-ઈશ્વરની પવિત્રશક્તિ છે એ વિચાર વ્યસનમાં-દુર્ગુણમાં રચ્યાપચ્યા રહેનારને ક્યાંથી આવે! સ્ત્રી એ પુરુષના આનંદના માટે સજીવ રમકડું છે એ સિવાય બીજો વિચાર નહોતો. હૃદયની પવિત્રતા જતાં, મોં ઉપરની પવિત્રતા-નિર્દોષતા હમેશને માટે નાબુદ થાય છે ને મારા સંબંધમાં પણ એમ જ થયું. ઘણી વાર ટેવ ત્યજી દેવા-પવિત્ર જીવન ગાળવા મન થતું, નિશ્ચયો થતા, સોગન લેવાતા, પણ પવિત્ર સંસ્કારો પડ્યા નહોતા, પ્રભુને ઓળખ્યો નહોતો; પછી પવિત્ર જીવન શી રીતે ગળાય! ક્ષણિક પણ અંતે દુઃખદ સુખ કેમ છોડાય?



# [૬]

## ગુલ

+
+

न खलु बहिरूपाधीन् प्रीतयः संश्रयन्ते ॥*

(:ભવભૂતિ )

**મારી** સ્થિતિ પણ આવી જ હતી. ધીમે ધીમે મારો અધઃપાત થયો. હે પ્રભુ! જ્યારે જ્યારે મને મારાં દુષ્કૃત્યો–મારાં હીણાં કામો સાંભરી આવે છે ત્યારેત્યારે ત્રાસ છૂટે છે. મારા કહેવાતા મિત્રો મારા કામમાં બહાદુરી જોતા અને હું પવિત્રજ છું, એમ મનાવતા. જ્યારે જ્યારે બહારથી–દમામદાર, પવિત્રતાની વાતો કરતાં ફેશનેબલ લોકને જોઉં છું, અને તે સાથે તેમનાં કાળાં કૃત્યો–કાળાં અંતઃકરણ–ભોળી સ્ત્રીઓને ફસાવનાર તરીકે ઓળખું છું ત્યારે જીવન ઉપર–જગત ઉપર કંટાળો આવે છે. ફલણોમાં–પાર્ટીઓમાં–સોસાયટીમાં નવીજ ફેશનનાં–કાળાં–ચળકતાં કે ધોળાં બાસ્તા જેવાં કપડાં પહેરી–ફૂલ ટોયલેટથી દાખલ થઇએ છીએ; જ્યારે આપણો

---

* બહારની ઉપાધિ ઉપર પ્રીતિનો આધાર નથી.

રૂમાલમાંથી સુગંધીની ભભક ઊડી રહી હોય છે.–વાળનાં ગૂંચળાં પવનથી ઊડતાં હોય છે ને મંદ હાસ્યથી 'એટીકેટ' સાચવી વાત કરીએ છીએ ત્યારે કોઇ જાદુગર આપણાં કાળાં કૃત્યો હૃદયમાંથી બહાર કાઢી બતાવી દે તો કેમ થાય ! એવો વખત પણ આવશે ત્યારે આ સઘળો ઢોંગ–જુઠાણું ખુલ્લું થઈ જશે. આવું જીવન ગાળવા છતાં લગ્ન કરવાનો વિચાર–પરિણિત જીવન ગાળવાની ઉમેદ છોડી દીધી નહોતી અને આટલા માટે જે જે કુટુમ્બોમાં હું ફરતો, જે જે સોસાયટીનો પ્રસંગ પડતો ત્યાં ત્યાં મારે માટે કોણ યોગ્ય છે તેની તપાસ કરતો. હું પોતે વ્યભિચારમાં તલ્લીન હતો છતાં મારે માટે યોગ્ય હોય એવી પવિત્ર નિર્દોષ કન્યાની શોધ કરતો હતો. ઘણાંનાં માગાં તરછોડયાં; કારણ એટલુંજ કે તેમનાં જીવન શંકાસ્પદ હતાં.

છેવટે એક કન્યા પસંદ પડી. આ કન્યાના પિતા મૂળ સારી સ્થિતિમાં હતા. પણ દૈવવશાત્ ખરાબ સ્થિતિમાં આવી પડયા હતા. પિતા ગુજરી ગયા હતા. માતા અને એ છોકરીઓજ હતી. આ કન્યાના મોહમાં હું ફસાયો. ઉનાળામાં માથેરાન ગયો; પેલું કુટુમ્બ પણ લગ્નબજારમાં કન્યાને માટે યોગ્ય વર ખોળવા માથેરાન આવ્યું હતું; ત્યાં મારે પ્રસંગ પડયો. મેં પ્રસંગ પાડયો ને ઓળખાણ થઈ. માતાની રજાથી ગુલ મારી સાથે ચંદનીમાં ફરવા આવતી. એક દિવસ આવીજ ચંદનીમાં ફરતાં મને ગુલના વિચાર આવવા લાગ્યા.

ગુલનો નાજુક બાંધો, ગુલની ખૂબસુરતી, ગુલના વાંકડિયા ગુચ્છા, ગુલનો ડ્રેસ, ગુલની મોહક આંખો, ગુલની મીઠી વાણી, ગુલનો મધુર કંઠ, ગુલની ધોળી બરફ જેવી ડોક અને તે ઉપર સફેદ પાણીદાર મોતીનો હાર એ સર્વ હૃદયને આકર્ષક લાગ્યું. એક બાજુ ચંદ્ર અને બીજી બાજુ ચંદ્રમુખી. પાંડુ રાજાને વસંતની બહા-

રમાં આદીને જોતાં જે સ્થિતિ થઈ તે મારી સ્થિતિ થઇ. મારા વિચાર ગુલ સમજી હોય એમ મને લાગ્યું. આખી રાત્રિ મૂંઝવણમાં–ઉત્સાહમાં–ચિંતામાં ચાલી ગઈ. ગુલનો વિચાર આવતાં તેને વિશે જેમ જેમ વિચાર કરતો તેમ તેમ એમજ લાગ્યું કે ગુલ મને સર્વ રીતે યોગ્ય, અનુકૂળ છે અને તેના વિના આટલાં વર્ષ મારાથી રહેવાયું કેમ અને જીવાશે કેમ એમ થયાં કર્યું.

આપણે ગમે તે ધારતા હોઇએ પરંતુ આપણા જીવનમાં આડંબર, ઢોંગ—અસત્ય એટલાં તો વધી ગયાં છે કે જ્યાં સુધી કોઇ ગંભીર અકસ્માત નથી આવતો ત્યાં સુધી સર્વ સત્ય લાગે છે. સામાન્ય રીતે જે પ્રજામાં સ્નેહલગ્ન—કહેવાતાં સ્નેહલગ્નનો રિવાજ છે ત્યાં હજારે એક માણસ પણ નહિ નીકળે કે જેણે લગ્ન પહેલાં માનસિક લગ્નો નહિ કર્યાં હોય ! આખી દુનિયાજ પાપી છે એમ હું કહેવા નથી માગતો, પણ માનસિક પવિત્રતા તો ઘણા થોડામાંજ હશે. નવા યુવાનો–કેળવાયલા પુરુષોમાં પવિત્રતા—માનસિક પવિત્રતાની ગંભીરતા સમજાવા લાગી છે અને પ્રભુ એ પવિત્રતાનો પ્રભાવ પ્રસારે એજ મહેચ્છા છે.

ખરી વાત દરેક જાણે છે છતાં અજાણપણાનો ઢોંગ કરે છે. નવલકથાઓમાં વાર્તાઓમાં મુખ્ય પાત્રોના—નાયકોના ભાવો, લાગણીઓ, કેલીક્રીડાનાં સ્થાનો, નદી, સરોવર કે દરિયાનાં શાન્ત સ્થાનોનાં રસમય વર્ણનો આવ્યાં હોય છે. પરન્તુ પ્રેમજીવન શરૂ કરતાં પહેલાં પુરુષનું જીવન કેવું હતું ? કોને કોને ત્યાં જતો ? પરિચયમાં આવતી યુવાન કન્યાઓ માટે શા શા વિચાર બાંધતો—અન્ય સ્ત્રીઓ માટે માનસિક પણ દુષ્ટ વિચાર કરતો કે કેમ તે વિશે શબ્દ પણ કહેવામાં નથી આવતો. જો નવલકથામાં આવું કાંઇ દાખલ કરવામાં આવે તો 'અયોગ્ય' લેખાય છે અને એવાં પુસ્તકો વાંચવા આપતાં સંકોચ આવે છે. પુરુષો પોતે નિર્દોષ—સહૃદય સ્ત્રીઓ પાસે પોતે

ધર્માત્મા હોય, દુષ્ટતા સમજતાજ ન હોય એમ વર્તે છે અને ભલી

**मधु तिष्ठति जिह्वाग्रे हृदये तु हलाहलम् ।**

સ્ત્રીઓની માફક અમૃતવાણીથી મોહ પામે છે. મને બરાબર સાંભરે છે કે જે વખતે અમે લગ્ન કરવા એકબીજાને વચન આપ્યું તે અરસામાં ગુલના હાથમાં અકસ્માત્ રીતે મારી ડાયરી આવી અને તે વાંચી તેને મારી પૂર્વકથાનું ભાન થયું. મારે માટે કોઈ ત્રાહીત વાત કરે તે કરતાં આમ જાતેજ જાણ્યું એ એક રીતે સારૂંજ થયું. એ નિત્યનોંધ વાંચ્યા પછી તેને કેટલો ત્રાસ થયો હશે! કેટલી નિરાશા ઉત્પન્ન થઇ હશે તે હું સમજી શકું છું. વિવાહ–સગાઇ તોડી નાખવા ગુલ તૈયાર થઇ અને મને લાગે છે કે તોડી નાખ્યું હોત તો કેટલું સુખ થાત !...ના ના, ન તૂટયું તેજ ઠીક થયું. ભાઇ ! સ્નેહલગ્નના રિવાજવાળા દેશોમાં હાલમાં તો કન્યાઓને–મુગ્ધ કન્યાઓને આપણા દેશની વિધવાઓ માફક કહેવું પડે છે કેઃ—

વચન શાં પવિત્ર દઈ મુજને
વદ્યો–મારી કરૂં તુજને
જગ જનોનો ભય ન ધારૂં
વચન ટાળું હું નવ મારૂં
અને અન્તે તજી ગયો તે
વાવી વિષ બીજ જો પોતે.*

અને આવી કન્યાઓની માતાઓને તો જગતના અનુભવથી જાણવાનું રહેતું નથી; પણ આ મનુષ્યો સર્વ રીતે પવિત્ર છે એમ માને છે. આ માતાઓ પોતાની કન્યાઓ માટે પુરુષોનાં ચિત્ત શી રીતે આકર્ષવાં તે સારી પેઠે સમજે છે અને પુરુષો અજ્ઞાન અને અભિમાનને લીધેજ હેરાન થાય છે. આ સ્ત્રીઓ તમારાં આર્ય

* હૃદયવીણા

હિન્દુલગ્નની માફક લગ્નના આંતરભેદ સમજતી નથી–લગ્ન એ ધર્મલગ્ન છે એમ માનતી નથી, પણ શરીરલગ્ન એજ લગ્ન માને છે અને તેટલાજ માટે હૃદય–મન ઉન્નત કરવા જેટલો શ્રમ લે છે તેના કરતાં વાળનાં ઝુલ્ફાં સારાં દેખાવા, રંગબેરંગી ફેન્સી કાપડનાં કપડાં પહેરવા અને શરીર ઉપર પાઉડર વગેરે નાખી શરીરસૌંદર્ય વધારવા વધારે શ્રમ વેઠે છે. આવા કાર્યમાં એક્કો હોય એવી સ્ત્રીને પૂછશો તો જણાશે કે હૃદયના સત્ય ભાવો દર્શાવવા કરતાં બહારનું સૌંદર્ય મોહક કરવા બહુજ ફાંફાં મરાય છે. તે સમજે છે કે નીતિના સિદ્ધાન્તો માત્ર બોલવામાંજ રહે છે. પુરુષો પણ લગ્નની ગંભીરતા નથી સમજતા, અને સ્ત્રીજાતિ પ્રત્યે એવી લાગણી રાખતા નથી. તેઓ સ્ત્રીઓને માત્ર પોતાના આનંદનું સાધન–રમકડુંજ માને છે અને એમ હોવાથી તેઓને સામાન્ય રીતે હૃદયની સુંદરતા કરતાં શરીરની–ડ્રેસની સુંદરતા વધારે ગમે છે. આ વૃત્તિને લીધેજ છાતી ઉપરનો ભાગ ઉઘાડો રહે, હાથ ઉઘાડા રહે ને મોહક લાગે તેવાં પોલકાં પહેરાય છે.

જેઓ લગ્નને એક બજાર–જગતનો કરાર સમજે છે તે સ્ત્રીઓ સારી પેઠે જાણે છે કે ગંભીર ચર્ચા માત્ર વાતમાંજ થાય છે અને પુરુષો માત્ર શરીરસૌંદર્યજ લગ્નનું કારણ માને છે. પૂર્ણ વૈભવમાં મશગુલ અને છેક છેલ્લી પદવીનાં લોકોનાં જીવનનો અભ્યાસ કરીએ તો ત્રાસ છૂટયા વિના ન રહે. સ્નેહને બાહ્ય સ્વરૂપ સાથે શો સંબંધ છે ? પરંતુ તેમનું તો જેવું અંતર તેવુંજ બાહ્ય



[૭]

# અન્ન તેવા ઓડકાર



ત્યાં દિવામાં ચડીચડી મર્યું એક ભોળું પતંગ.

કલાપિ

**મારા જેવા** દુનિયાના બીનઅનુભવીને ફસાવવો એ સહેલ છે. જેને Love at first sight–પ્રથમ દર્શનનો સ્નેહ કહે છે તે આંતરસ્નેહ કે બ્રહ્મસ્નેહ તે પરિણામે જણાય છે. આવાં સ્નેહ-લગ્ન કરનારી પ્રજા ઘણું કરી માંસાહારી હોય છે. એ આહારમાં તીવ્ર વૃત્તિ–જુસ્સો ઉત્પન્ન કરવાનો ગુણ છે. આને લીધે પ્રથમ દૃષ્ટિએ પુરૂષ અને સ્ત્રી એક બીજા પ્રત્યે 'અજબ આકર્ષણે ખેંચાય છે' અને એકબીજાનાં થઈ જવા એટલાં અધીરાં થઇ જાય છે કે They are madly in love with each other; it is an ideal match. તેઓને એકબીજા માટે ગાઢો સ્નેહ છે. ખરેખર નમુનેદાર જોડું! એવા ઉદ્દગારો નીકળે છે. છૂટાછેડા, કુટુમ્બ-ક્લેશના દાખલા તપાસતાં માલમ પડશે કે આમાંના ઘણાં ખરાં જોડાં

શરૂઆતમાં એકબીજા માટે ગાંડાં થયાં હતાં. જ્યાં અન્ન ફળ શાકનો ખોરાક ત્યાં કબજામાં ન રહે એવી લાગણી થઇ શકતી નથી અને તેથી કાંઇક ગંભીરતા નજરે પડે છે. અમારો ખોરાક, અમારી રહેણીકરણીજ એવી છે કે અમારામાંથી સાત્વિક વૃત્તિ જતી રહે. જેમ રાજરજવાડાના તબેલામાં હાથીઘોડા બેઠા બેઠા ખાઇ મસ્ત રહે છે તેમ ઉંચા દરજ્જાના પૈસાદાર લોકો ખાઇ પી મોજમજામાં મગ્ન રહે છે. આવા વૈભવવાળા યુવાનો કોઇપણ તરેહનું પ્રવૃત્તિમય ચિન્તાયુક્ત જીવન ગાળતા ન હોવાથી એમના હલકા વિચારો, ઇન્દ્રિયસુખની વૃત્તિ, જાગ્રત થાય એમાં કંઇ નવાઇ નથી.

દારૂ, માંસ અને લાગણી ઉશ્કેરે એવો ખોરાક પછી પૂછવું શું! તમને હસવું આવે છે પણ જરા ઉંડા જશો તો સત્ય જણાશે. લાનોલીના મારા બંગલાથી થોડે દૂર રેલ્વે લાઇન નંખાય છે ત્યાં હજારો મજૂરો કામ કરે છે. આ મજૂરોનો ખોરાક શો છે તે જાણો છો? રોટલા, ડુંગળી ને મીઠું! આવા સાદા ખોરાક ઉપર રહી, શરીરે સારા રહી મહેનત કરે છે; ત્યારે અમે શું ખાઇએ છીએ? માંસદારૂ! અમે લીધેલા ખોરાકનું સત્વ માત્ર વિષયવાસના તૃપ્ત કરવામાંજ વપરાય છે. આ સાથે નાજુક લાગણીઓ ઉશ્કેરાય એવી નવલકથાઓ, શૃંગાર–બીભત્સ શૃંગારયુક્ત ગાયનો અને મોજશોખ હોય પછી શું! આજ સ્થિતિમાં હું હતો–ગુલ વિના ઘડી ચાલતું નહિ. ભેટ ચીઠી ચપાટી સંદેશા ચાલતા. હું સ્નેહમાં પડયો ને તે સ્નેહ શરીરનો કે હૃદયનો હતો તે પ્રભુ જાણે. ડ્રેસ બનાવનારે, મિત્રોએ, મારા કુટુંબીઓએ વાતોથી—વસ્તુથી અને વિચારથી મોહ વધાર્યો.

દિલદારના દર્શનવિના બીજું મને ગમતું નથી,
પૂતળી પેઠે નજદીકમાં બેઠાવિના ગમતું નથી;
મુખચંદ્ર શોભે ઝળહળી ઝરતું સુધા જ્યાંથી વહી,

તે મુજ ચકોર ગરીબને, પીધા વિના ગમતું નથી;
કુદરતતણી બલીહારીમાં હું રમું રંગીલો રંગમાં,
પણ હાય! ભરછક રંગ તને છાંટયા વિના ગમતું નથી.
છો માહરા નોંધે ગુન્હાઓ નિંદકો ને દફતરી,
પણ મસ્ત તુજ દરબારમાં આવ્યાવિના ગમતું નથી.
શો મોહ દુનિયાનો કરૂં દુનિયા દીઠી દો રંગમાં,
પણ માહરે તો તાહરા એક રંગવિના ગમતું નથી.*

આ મારા મનની સ્થિતિ હતી. જો રંગ બેરંગી કપડાં ન હોત, જો ફેન્સી ડ્રેસો ન હોત, પાઉડરો—સેન્ટો ન હોત, ફરવા જવાનાં, મોજશોખ અને આનંદનાં સ્થાનો ન હોત—મા અને મારી પત્નીનાં હૃદય કેળવાયેલાં હોત તો કેટલું સુખ થાત! પણ "જો"એ જગતમાં કેટલું દુઃખ ઉત્પન્ન કર્યું છે તે ખબર છે!



* બાલાશંકર

# લગ્ન બજાર



The reason why so few marriages are happy, is because young ladies spend their time in making nets and not in making cages.* *Anon.*

**આ તો લગ્નનાં** પાગરણ થયાં. લગ્નની રીતભાત પણ એવીજ. અમારી સુધરેલી કોમમાં–યુરોપાદિ દેશોમાં લગ્નવિશે વિચારો બદલાવા માંડયા છે. મહાન્ લેખક મેરીડીથ એક સ્થળે કહે છે કે લગ્નનો કરાર શા માટે જન્મપર્યન્ત બંધનકારક હોવો જોઈએ! ત્રણ ત્રણ કે દશ દશ વર્ષને પટે લગ્નકરાર ન થાય ?" સદ્ભાગ્યે તમારા હિંદુ સંસારમાં આવા વિચાર આવ્યા નથી તે સારૂં છે.

યુરોપાદિ દેશોમાં તેમજ અમારામાં જૂના સમયમાં માબાપો

---

*ઘણુંજ થોડાં લગ્ન સુખી નીવડેલાં જણાય છે તેનું કારણ એટલુંજ કે યુવાન બાળાઓ ( પોતાના પતિને માટે ) (હૃદય) પિંજર નથી બનાવતાં, પણ માત્ર જાળજ બનાવે છે.

પોતાનાં બાળકોને ચાહતાં નહિ એમ નહિ. તેઓનીજ સલાહ લેવાતી અને તેઓજ યોગ્ય વર ખોળી આપતાં. તે વખતે કન્યાઓને આકર્ષક ડ્રેસ કે શરીરશોભા વધારવાની જરૂર નહોતી. આમ માબાપને હાથે વિવાહ થવાની પદ્ધતિ હજી પણ તમારા હિંદુ લોકમાં, મુસલમાનમાં, ચીના લોકમાં અને રૂશિયાના સામાન્ય વર્ગમાં ચાલે છે. જેમ માબાપની સલાહની જરૂર છે, તેમ વરકન્યાની સંમતિની જરૂર છે ખરી. માબાપ—વડિલની સંમતિની આવશ્યકતા આ સ્વતંત્ર વિચારના યુગમાં રહી નથી. સ્વતંત્ર યુગમાં નવીનજ પદ્ધતિ શરૂ થઇ છે. બજારમાં—લગ્નબજારમાં કન્યાઓ એકલી અથવા માતા સાથે વેચાવા બેસે છે અને પુરૂષો ફરે છે. જો અંતઃકરણ તપાસી શકાતું હોય તો જણાય કે દરેક કન્યાના હૃદયમાં 'મારૂ પાણિગ્રહણ કરો' 'એનું નહિ' 'જુઓ હું કેવી સુંદર છું.' એવા ઉદ્‌ગારો ભરાઇ રહ્યા હોય છે. જે કોમમાં સ્વયંવરનો રિવાજ હતો ત્યાં બજારપદ્ધતિ નહોતી. કન્યાઓ રાજકુમારો કે વરને જોતી નહોતી છતાં તેમનામાં શા શા દુર્ગુણો છે તે બારોબારથી તપાસ કરતી, તેમની પરીક્ષા કરતી અને પછીજ વરતી. પુરૂષો પણ આ કન્યાઓના રૂપ ઉપરજ ન મોહતાં ગુણ—કુળની બરાબર તપાસ કરતા એટલે રૂપ તથા દૃષ્ટિના સ્નેહ કરતાં ગુણ—ધર્મ—કાર્ય તરફ લક્ષ રહેતું. લગ્નબજારમાં પુરૂષો માત્ર દૂરથી જોયા કરે છે; આમ સ્થિતિ છે ત્યાં આપણે સ્ત્રીઓના હક અને સ્ત્રીસ્વાતંત્ર્યના વિચાર કરીએ છીએ."

મારાથી ન રહેવાયું ને બોલી ઉઠ્યો—

"શું ત્યારે સ્ત્રીઓએ આગળ પડી કહેવું ?"

**કાવસ**—તે હું કહી શકતો નથી, પણ જો સમાન હકની વાતો કરતા હો તો સમાન હક અમલમાં મૂકો. જો આ લગ્નબ-

નાં માઠાં પરિણામ અનુભવતા હો તો જૂની પદ્ધતિ શરૂ કરો. જૂની પદ્ધતિમાં હક્ક સચવાય છે. લગ્ન બજારમાં સ્ત્રીઓ એક વસ્તુ તરીકે ઓળખાય છે. સ્ત્રીઓ પોતાનાં હૃદય–પોતાનું આંતર સ્વરૂપ દેખાડી શકતી ન હોવાથી " ઉઠાવ થવા " માટે સોસાયટીમાં જવાનું, શરીર સુંદર–મોહક બનાવવા પ્રયત્ન કરે છે. પતિ ખોળવાનો ઉદ્યોગ હાથમાં લે છે અને માતાઓ કન્યાઓને હમેશાં ઉપદેશ પણ આપે છે: 'સારૂં લૂગડું પહેરી ફરવા જાને ! ઘરમાં બેસી રહે કોણ પરણશે !'

હે પ્રભો ! લગ્નની આ સ્થિતિ ! શું આ સ્ત્રીજાતિનું જેને આર્ય લોકો ગૃહલક્ષ્મી–ગૃહદેવી માને છે તેનું અપમાન નથી ! પરંતુ અમારી આ સ્થિતિ છે. વધારે દુ:ખદ તો એ છે કે ઘણી નિર્દોષ કન્યાના મગજમાં આવાજ વિચાર ઠસી જાય છે અને 'ઉઠાવ કરવા'ના હેતુથી તેને જોઇતાં સાધનો ભેગાં કરે છે. જો પુરેપુરી સ્વતંત્રતા હોય તો જુદી વાત; આ તો ઢોંગજ થાય છે.



[૯]

# સ્રીની સત્તા



Beauty is a short-lived tyranny.*

*Socratic.*

No splendour 'neath the sky's proud dome
But serves for her familiar wear;
The for-fetched diamond finds its home
Flashing and smouldering in he hairrt
For her the seas their pearls reveal
Art and strange lands her pomp supply
With purple, chrome and cochineal
Ochre and Lapiz Lazuli;
The worm its golden roof presents:
whatever runs, flies, dives or delves,
All doff for her their ornaments
Which suit her better than themselves.

*Patmore.*

---

*સૌંદર્ય એ ટુંક સમય ચાલતો જુલમ છે.

**કાવસ** અકળાઇને બોલી ઉઠ્યો:—" ભાઇ ! દુનિયા જેથી પીડાય છે તે શક્તિ–તે સત્તા–તે કારણ મેં કહ્યું છે તે છે. "

" શું કહો છો ! શું સ્ત્રીઓની શક્તિ–સત્તા આ દુઃખ ઉત્પન્ન કરે છે ? હોય નહિ. એમને સત્તાજ ક્યાં છે ! એમને સત્તા હોત તો સ્ત્રીઓના હકની સ્ત્રીઓની સ્વતંત્રતા માટે આટલી બૂમાબૂમ પણ શા માટે થાય ? સ્ત્રીઓ ગુલામની સ્થિતિ અનુભવે છે અને નહિ કે સ્વતંત્રતા ! "

કાવસ—"હં, હું પણ તેજ કહું છું. એજ કારણને લીધે આ બધાં દુઃખ ઉદ્‌ભવે છે. એક રીતે સ્ત્રીઓની દશા પાંજરામાંના પક્ષી –ગુલામ કરતાં પણ ખરાબ છે; ત્યારે બીજી રીતે સ્ત્રીઓ સાર્વભૌમ સત્તા ભોગવે છે. મારવાડી—ધીરધાર કરનારા મારવાડીને આપણે કેવા હલકા ગણીએ છીએ ! રેલ્વેમાં અનેક વાર મારવાડીને લોકો હેરાન કરે છે; છતાં શું એમની સત્તા ઓછી છે ? એમને તમે જેટલા હલકા ધારો છો તેટલું જ વૈર વાળે છે. સ્ત્રીઓ પણ એમજ કહે છે ' શું અમને તમે આનંદનાં સાધન–રમકડાં ગણો છો ? ગણો ! અને એજ સ્થિતિનો લાભ લઇ અમે તમને અમારા ગુલામ બનાવીશું.' "

પાર્લામેન્ટમાં સભાસદ તરીકે બેસવામાં, એલ. એલ. બી. તરીકે વકિલાત કરવામાં અથવા રણયુદ્ધમાં સિપાઈ તરીકે નોકરી બજાવવામાં જ સ્ત્રીઓનો હક રહેતો નથી. પરન્તુ સ્નેહના સંબંધમાં પણ તમે તેને વ્યાજબી હક આપતા નથી. તમને યોગ્ય લાગે– તમને ગમે ત્યાં સુધી–તમને અનુકૂળ હોય ત્યાં સુધી અને તેવી રીતે સ્ત્રી તમારા આનંદનું પાત્ર–સાધન થાય એમ ઇચ્છો છો. એમને એક મનુષ્ય તરીકેનો પણ હક તમે કબૂલ રાખતા નથી. પુરુષો બેદરકારપણે વર્તે છે. સ્ત્રીઓને જ પુરુષને ખુશ કરવાની

જરૂર પડે છે. આનું પરિણામ એ આવે છે કે સ્ત્રીઓ આનો દુરૂપયોગ કરે છે અને એને લીધેજ પૂર્ણ સત્તા ભોગવે છે.

" આવી સ્થિતિ ક્યાં જોઈ ? "

કાવસ—"ક્યાં ! સર્વત્ર. મુંબાઈ—લંડન—પારીસ કે અમેરિકાનાં શહેરોમાં જ્યાં જાઓ ત્યાં જુઓ. લાખ્ખો દુકાનો શા ઉપર ચાલે છે ? કરોડોની ઉથલપાથલ શા માટે ? હજારો હુન્નર, કારીગરી, ઉદ્યોગના હેતુ જુઓ. પુરુષને માટે કેટલી વસ્તુઓ છે અને સ્ત્રીઓ માટે કેટલી છે તે તપાસો. મોજશોખ—વૈભવ વગેરેની વસ્તુઓ સ્ત્રીઓ માટે જ છે. સ્ત્રીઓના પોશાક—સ્ત્રીઓનાં ઘરેણાં—સ્ત્રીઓનાં સૌંદર્ય—સ્ત્રીઓના સ્મિતહાસ્ય માટે લાખો કાર્યાલયો ચાલે છે. તેમના વાળના અંબોડાની શોભા માટે કરોડો પતંગિયાં, ગીલોડીઓ, જંતુઓ, પક્ષીઓ મારી નાખવામાં આવે છે; તેમને જ માટે અંધારાં ભોંયરાંમાં ખરે બપોરે દીવા બાળી, સૂર્યનો તડકો કે ચોખ્ખી હવાનું સ્વપ્ન પણ લીધા વિના હજારો મજૂરો આ મોજશોખનાં સાધનો બનાવવામાં જીવનનો ભોગ આપે છે. જોહુકમી બેગમોની માફક સ્ત્રીઓ પુરુષને—જગતને કેદી પ્રમાણે દિવસરાત્રિ કામમાં તલ્લીન રાખે છે. આ બધું શા માટે ? સ્ત્રીઓનું સ્ત્રીત્વ—મનુષ્ય તરીકેના હક પુરુષો નથી ભોગવવા દેતા તેટલા માટે સ્ત્રીઓ માત્ર તેમની ક્ષુદ્ર વૃત્તિઓ શાન્ત કરવાનું સાધન છે એમ પુરૂષો માનતા આવ્યા છે માટે. આથીજ સ્ત્રીઓ મોહક વસ્તુ—જાળ મનાય છે. એ માન્યતાનો લાભ લઈ સ્ત્રીઓ મોહક બનવાને, તે દ્વારા પુરુષ ઉપર સત્તા ભોગવવાને યત્ન કરે છે ને જય મેળવે છે.

આવી છાપ—આ વૃત્તિ એવી તો ઠસી ગઈ છે કે ' સ્ત્રીપુરુષે સાથે ન રહેવું—સ્ત્રી એ અગ્નિ છે અને પુરૂષ ઘૃત છે એમ મનાય છે. એટ હોમ, કૉનસર્ટ—બોલ—નાચ વગેરે જાહેર મિલાવડામાં—આ-

ગળ વધતી પ્રજામાં સ્ત્રીઓ આભૂષણ, વસ્ત્રો પહેરી આવે છે અને પુરુષવર્ગનું ધ્યાન ખેંચવામાં એકબીજા સાથે હરીફાઇ કરે છે. લગ્નના પાયા આવા મિલાવડામાં જ મંડાય છે. હિંદુસ્તાનમાં અને હિંદુઓમાં આવા મિલાવડા બહુ થતા નથી. જ્ઞાતિભોજન–લગ્નક્રિયા સમયે સ્ત્રીપુરુષો મળે છે, પરન્તુ ઉદ્દેશ અને પરિણામ આવાં નથી આવતાં. સ્નેહલગ્ન–ઇચ્છાવરની રૂઢિવાળી સુધરેલી પ્રજામાં એક યુવાનની નજરે આકર્ષક સૌંદર્ય–પછી તે ભલેને મિત્ર હોય તો પણ તેના મોહમાં ફસાય છે, અને પછી અફીણની માફક ઘેન ચઢે છે. મને પણ પહેલાં ફેન્સી ડ્રેસ, અપ ટુ ડેટ ફેશનવાળી સ્ત્રી જોઈ ઘેન ચઢતું, પણ હવે તો એક કાળા નાગથી બ્હીઉં તેમ બ્હીઉં છું. આ સ્થિતિ–આ વૃત્તિ ચાલશે ત્યાં સુધી જગતમાં ઘણાં અનિષ્ટ પરિણામ આવશે. મારૂં ચાલતું હોય તો પોલીસની મદદથી જગતનો નાશ કરનાર આ મોહક પ્રાણીઓને દેશપાર કઢાવું! તમને હસવું આવે છે. તમને મશ્કરી લાગતી હશે–તમે મને ગાંડો ધારતા હશો; પરંતુ હું ખરૂં કહું છું. એવો પણ સમય આવશે જ્યારે જગત સમજતું થશે અને શરીરસૌંદર્ય એજ જીવનનો ઉચ્ચ હેતુ, એ સૌંદર્ય વધારવા માટે આત્માના સૌંદર્યનો નાશ થાય તોપણ હરકત નહિ એ વિચારને હસી કાઢશે.

[ ૧૦ ]

# અમે



## वहिरेवमनोहराः ॥

હું કેવી રીતે ફસાયો તે તમે સમજ્યા હશો. હું પ્રીતિમાં પડ્યો છું એમ લોકો માનતા. હું જાતે માનતો; ગુલના જેવી જગતમાં કોઇ સુંદર, સંપૂર્ણ સ્ત્રી મને લાગતી નહોતી. અરે! એ ભાવના હમેશાં કાયમ રહી હોત તો, કેટલો સુખી થાત! એ ભાવના આપણામાં કાયમ રહેતી હોય તો કેટલો આનંદ થાય! એક મિત્રને માટે–માતાને માટે કાયમ રહે છે તે સ્ત્રીને માટે નથી રહેતી. કારણ મિત્ર–માતાના સ્નેહનાજ આપણે યાચક છીએ; ત્યારે સ્ત્રીના સંબંધમાં સ્નેહ કહીએ છીએ, પણ હાલની સ્થિતિ જોતાં સૌંદર્યથી ઉપજેલી મોહવૃત્તિને સ્નેહ માનીએ છીએ. એ મોહ રહે ત્યાં સુધીજ આનંદ. મોહની સાથે કહેવાતા સ્નેહનો લોપ થઈ જાય છે. હું પણ મારી જાતને માટે બહુ અભિમાન રાખતો. લુચ્ચામાં લુચ્ચા માણસો પણ પોતે બીજા કરતાં સારાં છે એમ ધારે છે અને અંતઃકરણને

છેતરે છે. બીજા માત્ર ક્ષુદ્ર ઇચ્છાઓ તૃપ્ત કરવાજ પરણે છે અથવા પૈસાને માટેજ લગ્ન કરે છે એમ હું માનતો. મારા એકલાનુંજ સ્નેહલગ્ન છે એમ ધારતો. પૈસો એ મારા જેવાના સ્નેહલગ્નમાં આડખીલી હોઇ શકેજ નહિ. અમુક સંબંધને લીધે પણ મારૂં લગ્ન નહોતું. હું ધનવાન હતો અને ગુલ સામાન્ય સ્થિતિની હતી. મારા જેવા અનેક યુવાનો—જડવાદી વિચારના યુવાનો—સુધરેલા દેશના અને સુધરેલા રીતરિવાજોવાળા યુવાનો—લગ્ન પછી પણ પોતાની પત્ની તરફ વફાદાર રહેતા નથી; બીજું નહિ તો તેમના મનમાં દુષ્ટ વિચારો તો આવે છેજ. હું એકલોજ મારી પત્નીને વફાદાર રહેવાનો અને જગતને બતાવી આપવાનો એવો મારો નિશ્ચય હતો.

મેં મારૂં જીવન કેવી રીતે ગાળ્યું હતું તે હું સમજતો હતો, છતાં હું પવિત્ર માનતો. સ્નેહ એ હૃદયનિવૃત્તિની આપ લે છે—વિનિમય છે અને તેમ હોવાથી વાતચિતમાં એ વિનિમય થવોજ જોઇએ; પરંતુ કોણ જાણે કેમ અમે લગ્ન પહેલાં બહુ બોલ્યાં નહોતાં—મળતાં પણ શું બોલવું તે સૂઝતું નહિ અને ચર્ચાને અભાવે મૂંગાંજ રહેતાં. સ્નેહ હોય તો—એકાંતમાં બોલ્યાવિના રહેવાયજ કેમ ! અમે જો અવાચક પ્રાણીઓજ હોત તો અમારે કાંઇ બોલવાનું નથી એમ જાણી શકત; પણ તેમ તો હતું નહિ. અમે તદ્દન મૂંગાંજ હતાં એમ નહિ. બોલતાં તે ન બોલવા જેવુંજ. "ખાવાનું શું કર્યું છે ? કયું કપડું પસંદ છે ? રામજી ભગવાનને ત્યાંની બ્રેસલેટ જોઇ ! ફલાણીની સાડી કેવી મજાની ! યુરોપમાં સ્ત્રીઓ અંબોડા સાથે જીવતી ગીલોડી બાંધે છે. આ કબાટ અહીં હોય તો સારૂં. આ લેસ નવી જાતની છે. ઉંચી એડીવાળાં બૂટ લાવજો. રેશમી બંગડીઓ જોઇ ! પીરોજાના લગ્નમાં જવું છે. સિનેમેટોગ્રાફમાં જઇશું ! આજ સ્ત્રીનું ભાષણ છે"—વગેરે વગેરે. મન શરીર કે આત્મા ઉન્નત થાય એવી વાત જીવનમિત્ર મનાવી જોઇએ એવી પત્ની સાથે થઇજ નથી.

પેલા વેપારીએ કહ્યું તેમ જો લગ્ન જૂનીજ રીતે થતાં હોત તો તો સ્ત્રીઓને સાસુસસરા, છોકરાં, ઘરકામ, સરસામાન વિષે કાંઇ કાંઇ કહેવાનું મળત, પણ હાલની અમારી સ્થિતિમાં તો એ નકામું છે. આવાં લગ્ન સુધરેલી પ્રજામાં અનેક વાર થાય છે. એકબીજા પ્રત્યે વિશ્વાસનો અભાવ, એકબીજાથી છૂપું–સ્થળે સ્થળે દૃષ્ટિગોચર થાય છે. યુરોપાદિ દેશોમાં અને લગ્નને કરાર માનતી પ્રજામાં અમુક સ્ત્રી ઉપર માલકી મેળવવા માટેજ ધર્મક્રિયા કરવી જરૂરની મનાઇ છે. અને એટલી પણ ધર્મક્રિયા, લગ્નની કબૂલાતોની જરૂર છે કે કેમ એવા પ્રશ્ન એ દેશમાં ઉપજવા માંડ્યા છે.

# [૧૧]

# આનંદમાસ



*To me the extraordinary thing is not that so many people remain unmarried, but so many rush into marriage as they might rush into a station to catch a train. And if you catch the wrong train what then! all you have to comfort you is the fact that you have travelled. —*Robert Hichons.*

---

* કેટલા બધા માણસો પરણતા નથી તે મને વિચિત્ર નથી લાગતું, પણ મને વિચિત્ર તો એ લાગે છે કે આટલા બધા ઉતાવળા–દોડતા દોડતા સ્ટેશન ઉપર જઇ ડબ્બો ઉઘાડી અથવા જે ઉઘાડો ડબ્બો હોય તેમાં બેસે તેમ લગ્નમાં ઝંપલાવે છે. ગાડીમાં બેઠા પછી તમને ખબર પડે કે જે સ્ટેશને જવું છે તે સ્ટેશને ગાડી ઉભી રહેતી નથી તો તમને કેવું લાગે! ગમે તેમ પણ મુસાફરી કરી એટલોજ સંતોષ માનવાનો.

આ અમારી લગ્નપદ્ધતિ છે. આનંદમાસ—લગ્ન પછીના દિવસોની વાસ્તવિક સ્થિતિ યુવાનો સમજે તો ખરેખર કેટલાય યુવાનો લગ્ન કરવા તૈયારજ ન થાય. એક વખત હું કલકત્તે ગયો અને ત્યાં ધરમતોલા સ્ટ્રીટમાં એક સ્થળે ખેલ થતો હતો. એક માણસ બહાર ઘંટ વગાડી લોકોને અંદર લઇ જઈ ખેલ જોવા સમજાવતો હતો. બેજ પૈસાની ટિકિટ હોવાથી હું અંદર ગયો ને અંદર જઇ જોઉં છું તો સ્ત્રીના પોષાકમાં એક મૂછવાળો પુરૂષ નાના હોજમાં કૂતરાની સાથે તરતો હતો. આ જોવાનું હતું. હું તો ખૂબ હસ્યો. બહાર ગયો. ઘંટવાળા પુરુષે બાંટો પાડી લોકોને કહ્યું: 'ભાઇઓ! આ શેઠ હમણાંજ અંદર જઇ જોઇ આવ્યા. જોવા જેવું છે કે કેમ તે પૂછો એમને!" ગભરાટમાં કે કોણ જાણે શરમથી મેં માથું હલાવ્યું ને લોકોને ખાત્રી થઇ કે જોવા જેવું છે. ઘંટ વગાડનારને ખાત્રી હશે કે હું હા કહીશ ને મેં હા કહી. લગ્નમાં પણ એમજ છે. 'લક્કડના લાડુ ખાય તે, અને ન ખાય તે પસ્તાય!' હાલના લગનનાં પરિણામ ભોગવે છે, મુંઝાય છે છતાં તેઓ આનંદ માને છે એમ બતાવે છે. એક નહિ પણ અનેક સ્ત્રીપુરુષો બહાર સ્નેહાળ દંપતિનો ડોળ કરી ફરે છે. મહાન્ લેખક થેકરે કહે છે તેમ છોકરાં—નોકર અથવા ત્રાહિતની હાજરીમાંજ સ્નેહાળ દંપતિ દેખાય છે. પણ તેમના હૃદયમાં હોળી—એકબીજા માટે અસંતોષ જ હોય છે. આ આનંદમાસ—હનીમુન—નામનોજ છે. બીડી પીવાની શરૂઆત કરનારને બીડી પીતાં ફેર ચડે છે, સોળ સોળ આવે છે ને—માંદો પડે છે છતાં બીડી પીવાની મજા—શોખ માને છે—લગ્નરૂપી દુર્ગુણ—'

હું બોલી ઉઠ્યો—"શું કહો છો? લગ્ન એ દુર્ગુણ છે? પાપ છે? તમે એક કુદરતી સંસ્થા—કાયદાને વિરૂદ્ધ બોલો છો એ યાદ રાખજો!"

કાવસ:—"કુદરતી! કોણ કહે છે કુદરતી: શું વિષયની

એજ લગ્નનો હેતુ? પ્રભુએ પ્રાણી અને મનુષ્યોમાં કાંઇજ ભેદ નથી રાખ્યો? સ્ત્રીઓને બાલકોની વાસના થાય પણ આ સ્નેહના ફારસની શી જરૂર!"

"પણ કાવસજી શેઠ! બધાના તમારા જેવાજ વિચાર હોય તો દુનિયા ચાલે કેમ!"

કાવસ ક્રોધથી બોલ્યો—"ભોગ દુનિયાના ન ચાલે તો. દુનિયા ચાલવીજ જોઇએ એ શા માટે?"

"શા માટે? ત્યારે આપણો નાશ થવાનો!"

કાવસજી—"તો શું થયું!"

"જીવવું નહિ?"

કાવસજી—"જીવીને શું કરવું! શૉપનહોર, હાર્ટમેન, બુદ્ધદેવ કહે છે કે નિર્વાણના જેવું બીજું સુખ નથી; અને તેમનું કહેવું ખરૂં છે. આત્માના લોપમાંજ જગતનું સુખ સમાયેલું છે. એ લોકોનું કહેવું આપણે બરાબર સમજી શકયા નથી. દુઃખ દૂર કરવા માણસ-જાતનો નાશ થવો જોઇએ અને મનુષ્યમાત્રનો આત્મલોપ એ હેતુ હોવો જોઇએ એમ એ માને છે; પણ આ નાશથી દુઃખ દૂર થાયજ નહિ; કારણ દુઃખનું મૂળ પ્રવૃત્તિ છે અને પ્રવૃત્તિનો હેતુ તેનાં પરિણામ દૂર કરવાનો હોયજ નહિ. પ્રાણીમાત્રનો હેતુ સુખ મેળવવાનો હોય છે અને એ હેતુ પાર પાડવા જગતના—પ્રભુના નિયમોનું પાલન થવું જોઇએ. આ નિયમ એ એકતા કરવાનો છે—મનુષ્ય—પ્રાણીની અંદર અંદરનો સ્નેહભાવ વધારવાનો છે—એ માટે:—

જ્યાં જ્યાં નજર મારી ઠરે યાદી ભરી ત્યાં આપની.

એ ભાવ—એ પ્રભુપ્રેમ—ભૂતદયા થવી જોઇએ. આ એકતા, આ સ્નેહભાવ મનુષ્યની સ્વાર્થ અને અનેક બીજી વૃત્તિઓને લીધે વધતો નથી. એ વૃત્તિઓ દૂર થાય તો જ ભ્રાતૃભાવ વધે."

"પણ જ્યાંસુધી એ નિયમ અમલમાં ન મૂકાય ત્યાં સુધી શું કરવું?"

કાવસજી—ત્યાંસુધી અખંડિત-આંતરસ્નેહને બદલે શરીરસ્નેહ -મોહ રહેવાનોજ. સ્નેહલગ્નને નામે શરીરસ્નેહ ચાલવાનો અને દેહલગ્ન છે ત્યાંસુધી એમજ નભવાનું. કોઇ સમયે સ્નેહલગ્ન-આત્મ-લગ્ન ઉત્તમ મનાશે અને તે પ્રમાણે વર્તાશે ત્યારેજ ખરૂં સુખ મળશે. લગ્ન જગતનાં-પ્રભુનાં અર્પેલાં અનેક કાર્ય કરવાનું સાધન છે એમ હિંદમાં એક વખત મનાતું અને તેજ વખત સ્નેહાળ દંપતી સ્થળે સ્થળે નજરે પડતાં.

# [૧૨]

## લગ્ન પછી



Whatever may be said against marriage, it is certainly an experience.* *Oscar Wilde.*

**હું બોલી ઉઠયો** "અદ્‌ભુત, વિચિત્ર વિચાર, સિદ્ધાન્ત !"

કાવસજી—"શા માટે વિચિત્ર ? ધર્મશાસ્ત્ર પણ માને છે કે એક દિવસ દુનિયાનો લય થશે. સાયન્સ પણ માને છે કે જગતનો એક દિવસ અંત છે; તો પછી નીતિશાસ્ત્રને આધારે નિર્વાણ આવશે એમ કહું તો શું ખોટું ! આત્માની વિશુદ્ધતા–પવિત્રતા મગજ ઉપર બરાબર ઠસાવી જોઇએ અને એ ઠસશે ત્યારેજ લગ્ન વિશુદ્ધ થશે. પરન્તુ એમ ન થાય અને શરીરલગ્નજ આવશ્યક મનાય અને તે માટે લગ્નની હાલની પદ્ધતિ કાયમ રાખવામાં આવે તો એ માત્ર કાયદાથી મંજુર થએલો વ્યભિચારજ કહેવાશે. આ સ્થિતિજ ચાલુ રહેશે તો જગતમાં આડંબરી જોડાંજ દેખાશે.

---

*લગ્નના વિરુદ્ધ ગમે તેટલું કહેવામાં આવે પણ લગ્ન એ અનુભવ છે તે તો સત્ય છે.

સ્ત્રીઓની પવિત્રતાનો પ્રભાવ કેટલો મહત્ત્વનો અને દિવ્ય છે ! ભૂતકાળમાં—વેદકાળમાં લગ્ન આવશ્યક નહોતું. વિવાહિત અથવા અવિવાહિક સ્ત્રીઓ જનસમાજમાં ફરતી છતાં તેમની પવિત્રતા કેટલી હતી ? ડોસો કુંવારો રહ્યો સાંભળ્યો છે, પણ ડોશી કુંવારી રહી છે એમ સાંભળ્યું છે ?' આ માન્યતા. કન્યા, સ્ત્રીને પરણવુંજ જોઇએ શા માટે ? વૈદકાળમાં કન્યાઓ કૌમારજીવન ગાળતી તો હાલ કેમ ન ગળાય ! સરસ્વતીની કથા શું સૂચવે છે ? સ્ત્રી ખરાબ હોવીજ જોઇએ. તેમાં મોટી વયની સ્ત્રીઓ–કન્યાઓ પવિત્ર હોઇ શકેજ નહિ એ આપણી માન્યતા છે. આ શામાટે ! આત્માનો વિકાસ કરવા જેટલા પ્રયત્ન થાય છે તેથી વિશેષ શરીરની મોહક શક્તિ વધારવા, પોતાનો ‘ ઉઠાવ થવા ’ વધારે યત્ન થાય છે અને તેનું પરિણામ આ આવે છે. માત્ર કુંવારી અવસ્થામાં રહેવાના આરોપ ન સહન કરવા માટેજ છેવટે ગમે તેવા પતિને પરણાવી માબાપ સુખ માને છે. પૈસો–ડીગ્રી સવળું બહારનુંજ જોઇ મોહ પામે છે. અંતર્ કોણ જુએ છે ! ‘ સ્ત્રી તરફ કુદૃષ્ટિ ન કરવી ’ એ વાક્યમાં સ્ત્રી એટલે પરસ્ત્રીજ લેતો હતો. મને ખબર નહોતી કે પોતાની સ્ત્રી પ્રત્યે પણ માનની દૃષ્ટિ રાખવાની છે અને તેને આપણા આનંદનું રમકડું–વિષયનું પાત્રજ લેખવાનું નથી.

અમારો સંસાર શરૂ થયો. ‘ ચાર દિવસનું ચાંદરણું ને ઘોર અંધારી રાત ’ એ ન્યાયે દિવસ જતા ગયા તેમ તેમ હૃદયની તીવ્ર લાગણી જતી રહેવા માંડી. જે ગુલ મને સંપૂર્ણ લાગતી, જે ગુલ મારી હૃદયમૂર્તિ લાગતી તે ગુલ નિસ્તેજ, નિર્મોહક લાગવા લાગી. ગુલનો મને ઉરથી હર્ષ–આનંદ–ઉત્સાહ નષ્ટ થયો હતો. જે ગુલના નામમાં મોહ હતો–જે ગુલને બોલાવતો ત્યારે દોડી આવતી તે ગુલનો મોહ નાશ પામ્યો; તે ગુલ હુંકારો આપતાં પણ સંકોચાતી.

હતી પરવા, હતી લઝ્ઝત, હતી જાહોજલાલી કૈં;
અહો ! દિલદારની સોટી જીગરમાં લાગતી'તી કૈં.

હમારી આંખનાં ચક્ષ્માં, તને ના બેસશે હાવાં
ચડાવી લો ચડે તેવાં, અહીં વેપાર બ્હોળો છે.
અરેરે કાન શું દેવો ! હવે છે સાદ પણ કેવો ?
ફર્યો છે સાદ એ જેવો ફર્યો છે કાન આ તેવો !

* * * *

તમોને કૈં હમારામાં, હમોને કૈં તમારામાં
હતી પરવા, હતી લઝ્ઝત ! નથી પરવા, નથી લઝ્ઝત.

આ અમારી સ્થિતિ હતી. આનું શું કારણ હશે તે અમારા-બેમાંથી એકકે કળી શકયાં નહોતાં. મેં ગુલને સમજાવી–પટાવી દિલગીરીનું કારણ કહેવા કહ્યું, પણ નિષ્ફળ. 'શું પિયર સાંભરે છે? શું તને અહીં કોઇ વાતની કમીના છે? કાંઇક મશ્કરી ને કાંઇક ટોળથી ખીજવીને ઉત્તરમાં મેણાં–રુદન–ડસકાં મળ્યાં. લુગડાં ઘરેણાં મિલાવડાની વાત થતી ત્યારે કાંઇક ઉત્સાહમાં આવતી, બાકી કાંઇ નહિ. ગુલની આંખોમાં અત્યાર સુધી સ્નેહ વરસતો લાગતો હતો. જે આંખો મને મળવા તલસતી હતી તેજ આંખો મારાથી દૂર રહેવા ઇચ્છતી. તેજ આંખમાં સ્નેહનો અભાવ નજરે પડયો. મારી સાથે કલાકો ને કલાકો ગાળવામાં વખત કયાં જતો તે ખબર પડતી નહિ તેજ ગુલ હવે પાંચ મિનિટ પણ મારી સાથે બેસી શકતી નહિ.

અમારાં સ્નેહલગ્ન—અમારા લોકોનાં સ્નેહલગ્ન આવાંજ હશે ! સ્નેહ એટલે આત્માની એકતા. અમારા આત્માની એકતા થઇ હોય તો આ તિરસ્કારવૃત્તિ–આ અણગમો કયાંથી ઉદ્દભવે ? ગુલ ! એક સમય એવો હતો કે ગુલ શબ્દજ મને હસાવવા બસ હતો. ગુલ નામ વાંચતાં ગલગલી થતી. ગુલાબ—ગુલ મારૂં પ્રિય ફૂલ હતું. તેજ ગુલ શબ્દથી હૃદયમાં આઘાત થતો. મેં ગુલને શાંત પાડવા સમજાવવા બહુ યત્ન કર્યા પણ નિરર્થક. જ્યાંલગી એ કરાર

મનાય ત્યાં મનની અમુક ઇચ્છા—અમુક અભિપ્રાય વિરુદ્ધ વર્તન થયું કે થઈ રહ્યું. કાચા રંગની માફક એ સ્નેહ ઉડી જાય છે. એ સ્નેહ ! એ આત્માની એકતા !

અમારા બે વચ્ચેનું અંતર વધતું ગયું. નાના કજીયા, નાના મતભેદ થતાં આ પરિણામ આવ્યું. નાના સરખા કાણાથીજ લુગડાંના ચુરેચુરા થાય છે, નાના સરખા તણખાથીજ દાવાનળ સળગે છે. નાના સરખા ઝેરથીજ મૃત્યુ થાય છે તેમજ નાનાસરખાજ અસંતોષ, નાનાસરખાજ વિખવાદથીજ ભયંકર પરિણામ આવે છે. શરીરનો મોહ હતો—ક્ષુદ્ર ઇચ્છાનો મોહ હતો—તે તૃપ્ત થતાં સ્નેહ—લાગણીનો જુસ્સો નરમ થયો—નષ્ટ થયો.

'હવે શું કરવું !' બન્ને એકબીજાને મળતાં—સામું જોતાં—વાતો કરતાં. પરન્તુ હજારો યત્ન કરવા છતા—

'ચીરો પડયો હૃદયની અમ આરસીમાં.'

તે સંધાયો નહિ. પહેલી નાની તકરાર થઇ ને તે સામે હૃદયમાં આઘાત થયો. એ પત્યા પછી મને એમજ થયું કે ગઇ વાત વિસરાઇ ગઇ છે અને

હતાં તેવાં પાછાં વરવહુ અમે તો થઇ ગયાં.

પરન્તુ એ વરવહુ ને અમારાં સ્નેહલગ્નનાં વરવહુમાં તફાવત છે. એ એકતા માત્ર થોડાજ વખતની હતી. તોફાન થતાં પહેલાંની શાન્તિ હતી. બીજી વખત કાંઇ પૈસા સબંધી તકરાર થઇ. આ તકરાર થતાં ગુલે કહ્યું:

"તમે મારા ઉપર બહુ જુલમ કરવા માંડયો છે. તમારી પાસે પૈસા છે એટલે ડરાવો છો. હું ગરીબ ઘરની તેમાં ? બીજા તો બૈરાંને કેવાં રાખે છે. ફીરોજને પરણી હોત તો કેવું સારૂં !"

આ સરખામણી થવા લાગી. ‘આમ હોત તો !’ એ પ્રશ્ને હૃદયને હલમલાવી નાખ્યું. પાણીપતની છેલ્લી લડાઈમાં મરાઠા જીત્યા હોત તો ! વોટરલૂની લડાઈમાં વેલિંગ્ટન અડધો કલાક મોડો આવ્યો હોત તો ! જાપાનને બદલે રૂશિયાનો જય થયો હોત તો ! ‘આમ હોત તો’ માં ઘણા પ્રશ્નોના ઉત્તર સમાયેલા છે. કોણ જાણે કેમ મારો મિજાજ ખસી ગયો. ‘તું મને ચાહતી નથી. ફિરોજને ચાહે છે—તારામાં હૃદય નથી’ એવા આક્ષેપ મૂકતાંની સાથેજ તે બડબડવા લાગી. સ્ત્રીઓના હૃદયમાં લાગણીનું બળ વિશેષ હોય છે. જેટલે દરજ્જે તે અબલા છે તેટલેજ દરજ્જે પ્રબલા પણ છે. મારા પિતા, મારી માતા કે મિત્રો સાથે ઘણીયે વાર બોલવું પડ્યું હશે, પરંતુ ગુલની સાથે તકરાર થયા પછી તેના મોં ઉપર—તેની આંખમાં—તેના વર્તનમાં જે ફેરફાર જણાયો તેવો ફેરફાર મેં કદી જોયો નહોતો—વળી કેટલોક સમય ગયો ને તકરાર ભૂલી ગયાં એમ ભાસ્યું. આનંદમાં—મોજમજા ભોગવવામાં એટલાં મશગુલ હતાં કે તકરાર સાંભરી નહિ; પણ ભાગ્યદેવીએ કંઇજ ધાર્યું હશે. વળી તકરાર થઇ. આ વખતે લુગડાં કારણરૂપ હતાં. આ તકરાર ચાર દિવસ ચાલી. અમે એકબીજા સાથે બોલ્યાં નહિ. વિચાર કરતાં એમ લાગ્યું કે મારાજ ઘરમાં તકરાર. પરંતુ એ વખતે મને ખબર નહોતી કે કહેવાતા સ્નેહલગ્નમાં ઘેર ઘેર તકરારો થાય છે. પરંતુ દુનિયાની બીકે—પાડાપાડોશીની ટીકાની બીકે અને કેટલીક વાર જાતથીએ આ તકરાર આ મતભેદ છુપાવવા ઘણાં પતિપત્ની યત્ન કરે છે.

જેમ જેમ દિવસો જતા ગયા તેમ તેમ તકરારો વધવા માંડી. તકરારો નોંધાવાઈ અને અંતરનું અંતર વધવા લાગ્યું. હું લગ્નમાં ફસાયો છું, મારી ઉમેદો નષ્ટ થઇ છે અને લગ્ન ન કર્યું હોત તો સુખી થાત એ વિચારો ઉદ્દભવ્યા. આમ છતાં હું દુઃખી છું—એમ

શેમાં સ્નેહ નથી એ હું કદી કબૂલ કરતો નહિ. શા કારણથી તકરાર થઇ હતી તે કારણો પણ ન સાંભરે, છતાં તેની અસર આવી ગંભીર થશે એમ કદી ધાર્યું ન હતું. નાનાં બાળકો કેટલીકવાર વિના કારણે હસે છે તેમ અમને એકબીજા તરફ અણગમો આવવા લાગ્યો. એક નહિ પણ અનેકવાર તકરારો પછી એકબીજાને ભેટતાં પણ તે

ભલે તો લે સુખે ચુમ્બી, તને હું આજ ભેટું છું.;

મગર અફસોસ! દિલ આ તો નહિ ભેટે—નહિ ભેટે.

એમજ હતું. શરીર ભેટતાં—હૃદયં તો નહિજ.

# [૧૩]

## ગુલામગિરી



Slavery is nothing else than the utilization of the work of some for the enjoyment of others.

—*Tolstoy.*

**આ**પણે મનુષ્યોએ— જગતની મોહજાલમાં ફસાયેલા મનુષ્યોએ સ્નેહને એવો તો હલકો પાડી દીધો છે કે પ્યાર-પ્રીતિ-પ્રેમ જેવી મોંઘામાં મોંઘી અને કઠિનમાં કઠિન વસ્તુને સ્થળે સ્થળે ને સહેલાઇથી મળતી આવતી જોઇએ છીએ. નાનપણથીજ-બાલ્યાવસ્થાથીજ નાટકનાં ગાયનો-રંગભૂમિ ઉપર દસ દસ બાર બાર વર્ષનાં ભૂલકાં પ્રેમકથા કહેતાં હતાં, રમતાં હતાં, ત્યારથીજ પ્રેમનો ઓરજ ખ્યાલ ઠસી ગયો હતો. સ્ત્રીપુરુષનોજ પ્રેમ હોઇ શકે અને તેમાં પણ આત્માના સંયોગની આવશ્યકતા નથી એમ હું માનતો. પ્રીતિને

---

*એક મનુષ્યનું જીવન બીજાના ઉપયોગ માટે લેવાય તે ગુલામગિરી.

નામે જગતમાં ઘણાં અનિષ્ટ પરિણામ આવે છે તેની પછીથીજ ખબર પડી. જે ક્ષુદ્ર છે—ક્ષુલ્લક છે—ક્ષણિક છે તેને આપણે ઉત્તમ તેમજ સ્થાયી માનીએ છીએ.

મારી પત્નીના માનસિક જીવનની મેં દરકાર રાખીજ નહોતી. તેના વિચારો શા છે? તેને કેમ ખીલવવા? તેનો કેમ લાભ લેવો—તેમાંથી આનંદ કેમ મેળવવો તે લક્ષમાંજ નહોતું. સાથે સાથે તેના શરીર માટે પણ એટલોજ બેદરકાર હતો. મારા આનંદમાં—હરવા ફરવામાં હરકત ન આવે એટલાજ માટે એનું શરીર સાચવવા યત્ન કરતો. શરીર સારૂં હોય વા ન હોય, મન શાન્તિમાં હોય વા ન હોય, ઇચ્છા હોય વા ન હોય તો પણ મારી સર્વ ઇચ્છા—પૂરી પાડવીજ જોઇએ અને તેમ કરવા લગ્ને મને સર્વ હક આપ્યા છે એમ માનતો, અને આમ આપણા ભણેલાઓ પણ માને છે અને સ્ત્રીઓ—નિર્દોષ સ્ત્રીઓનાં અકાળે ખૂન કરે છે. સ્ત્રી એ જીવનમિત્ર છે—પ્રભુની પ્રતિકૃતિ છે—એમ કોણ સમજે છે! અમારી તકરાર ચાલુજ હતી—આ તકરાર કુદરતી સ્વભાવ સાથે પાશવવૃત્તિની લડાઇનું પરિણામ હતું. એકજ જાતના ગુન્હામાં ફસાયેલાં બે શખ્સની તકરાર હતી. ગુલને શું દુઃખ થાય છે એ જાણવાનો મેં કદી યત્ન કર્યો નહોતો અને એ બેદરકારી માટે મને સજા ન થવી જોઇએ?

તમને એમ લાગશે કે હું આડી વાત ઉપર ચડયો, પણ તેમ નથી. મારી આત્મકથા ચાલુજ છે. મેં મારી પત્નીનું ખૂન શી રીતે કર્યું તેજ કહું છું, મૂર્ખો લોકો એમ સમજે છે કે—કોર્ટમાં એમજ છે કે મ્હેં ત્હેનું ખૂન પાંચમી ઓકટોબરે કર્યું. કેવી મૂર્ખાઇ! મેં તો ગુલનું ખૂન ઘણા દિવસ અગાઉ કર્યું હતું. મારા જેવા એક નહિ પણ હજારો પુરૂષો—કહેવાતા સ્નેહલગ્નમાં—સ્ત્રીઓનાં ખૂન કરે છે. અમારે ત્યાં સ્ત્રીઓ પુરૂષના આનંદનું સાધન છે એમ

મનાય છે. સંગીત, દારૂ અને સ્ત્રી એ મોજશોખ–આનંદ લેવા માટે જ સર્જાયેલાં છે એવી માન્યતા છે.

મહાન્ કવિઓનાં કાવ્યો, નાટકો કે વાર્તાઓ જુઓ. સ્ત્રી સૌંદર્યની પ્રતિમા અને પુરુષને આનંદ આપનારી વસ્તુ. મુંબાઈની દિવાળી–બાબીલનનો બાગ–તાજમહેલ જેવાં આનંદનાં સાધન મનાયાં છે તેવીજ રીતે સ્ત્રી એ પુરુષના આનંદનું સાધન છે. સારી સ્ત્રી એટલે સુંદર સ્ત્રી. વખાણવા યોગ્ય સ્ત્રી એટલે મોહક રૂપવાળી સ્ત્રી. આ આપણી સ્ત્રીઓની ભાવના–સ્ત્રીનું મૂલ્ય! જનસમાજમાં સ્ત્રીઓને પ્રથમ ખુરશી અપાય, સ્ત્રીઓ ઉપર છત્રી ધરાય, રૂમાલ પડી જતાં ઉપાડી આપવા દોડાય; સ્ત્રીઓને પાર્લામેંટમાં બેસવાનો હક આપવો જોઈએ એવી ઘોષણા થાય આમ છતાં સ્ત્રીનું વ્યક્તિત્વ (Individuality) સ્ત્રીઓનો માણસ તરીકેનો હક હજી કબૂલ કરાયો નથી. સ્ત્રીનું જીવન માત્ર પુરુષના આનંદ માટેજ છે. આ ગુલામગિરી નહિ તો બીજું શું! ગુલામગિરીમાં શું છે? એક મનુષ્યનું જીવન, તેની ઇચ્છા હોય વા ન હોય–તેની શક્તિ હોય વા ન હોય તો પણ બીજાના સુખ માટે ઉપયોગમાં લેવાય તે ગુલામગિરી. આ ગુલામગિરી ક્યારે બંધ થશે? માત્ર બીજાને મહેનત આપી, માત્ર બીજાનો લાભ લઈ પોતે આનંદ ભોગવતાં બંધ થાય અને એવી રીતે અન્યને પોતાના આનંદસુખનું સાધન માનવામાં પાપ અને શરમ ગણે તોજ આ ગુલામગિરી બંધ થાય. ગુલામગિરી બંધ છે એટલે તેનું બાહ્ય સ્વરૂપ બંધ છે. જાહેર વેચાણ નથી થતું અને તેથી લોકો માને છે કે ગુલામગિરી બંધ થઈ છે પરંતુ ગુલામગિરી એની એજ સ્થિતિમાં છે. માત્ર રૂપાંતર થયું છે. બીજાને થોડામાં થોડો લાભ આપી તેની પાસેથી વધારેમાં વધારે લાભ લેવામાં કયો વેપારી, કયો અમલદાર, કયો ધંધાદારી, કયો ઉપરી, કયો પતિ પાછો પડે છે? જેટલે દરજ્જે તમે હુંશિયાર–યુક્તિપ્રયુક્તિવાળા તેટલે દરજ્જે તમે

બીજાનો લાભ લઇ શકવાના. સ્ત્રીઓની પણ આજ સ્થિતિ છે. સુધરેલા દેશોમાં પણ હજુ સ્ત્રીઓને માણસ તરીકેનો હક નથી મળ્યો. ઉપર કહી ગયા તેમ બલવત્તર પુરૂષવર્ગના ઉપભોગ માટેજ સ્ત્રી છે. તમે તેને કેળવો છો, સરખા હકની માગણી કરવા ઉશ્કેરો છો છતાં બાલ્યાવસ્થાથીજ તે તમારા આનંદનું સાધન છે એ વિચાર ઠસાવો છો; એટલે એ વિચાર નષ્ટ ન થાય ત્યાં સુધી બીજા સઘળા પ્રયત્ન નકામા છે.

સ્ત્રીને હલકી–ગુલામ–શણગારેલી અને શણગારવા યોગ્ય પુતળી માનીએ છીએ અને પુરૂષો તેનો લાભ લેવા નિરંતર પ્રયાસ કરે છે. બીજાની મહેનતનો આ પ્રમાણે લાભ લેવો નિંદ્ય છે, એ માન્યતા જનસમાજની થાય ત્યારેજ આ ગુલામગિરી બંધ પડે. સ્ત્રીઓની ઉન્નતિ–સ્ત્રીઓનો ઉદ્ધાર કોર્ટમાં–જાહેર સભાઓમાં થવાનો નથી પરંતુ ગૃહમાંજ થશે. કેટલાંક જાહેર પાપ થાય છે ત્યારે કેટલાંક ખાનગી થાય છે. જો સ્ત્રીને આપણી પાશવવૃત્તિનું પાત્ર—આનંદનું સ્થાનજ માનવું હોય તો પછી તેને પાર્લામેન્ટના સભાસદ થવાનો હક આપવાથી શો લાભ! એ સ્થિતિમાં તો તે પોતાની જાતને હલકી માનશે. કાં તો લગ્નની જાળમાંથી શી રીતે બચવું,–એક અથવા અનેક લગ્ન કરવાં કે કેમ? છોકરાંની જરૂર છે કે કેમ? એવા વિચાર કરી પશુ, નિર્જીવ રૂપ સજીવ વસ્તુ તરીકે રહેશે અથવા હાલ નજરે પડે છે તેમ માંદલી, ફિક્કી, હીસ્ટીરિયા, ક્ષયવાળી સ્ત્રીઓને આત્મા નથી એ સૂત્ર ખરૂં મનાવતી સ્ત્રીઓ નજરે પડશે.”

મેં કહ્યું—“પણ એમ શા માટે?”

કાવસજી—શા માટે?

સુધરેલા દેશો જુઓ, અને એનું કારણ જણાશે. કુદરતી કાયદાનું આપણને ભાનજ નથી. છોકરાં જન્મે છે ને તે ગમતાં નથી;

આટલા માટે છોકરાં જ ન થાય તે માટે હજારો પ્રયત્નો—શોધો એ દેશોમાં થવા લાગી છે. સદ્ભાગ્યે હિન્દુસ્તાનમાં એ સ્થિતિ નથી આવી પહોંચી. બીનહકદાર છોકરાંની સંખ્યા આપણે ત્યાં એટલી બધી નથી. એ પદ્ધતિનાં માઠાં પરિણામ આપણે કાંઇક જાણીએ છીએ અને તેને લીધેજ કૌટુંબિક જીવન ગાળીએ છીએ.

સ્ત્રીને ગૃહિણી અને ઉપચારિકા ( નર્સ ) નાં બન્ને કામ આવડવાં જોઇએ એ ખરૂં, પણ તે માટે જોઇતી શક્તિ ક્યાં છે? આ શક્તિને અભાવેજ ઉચ્ચ કોમમાં હિસ્ટીરિયા, નબળાઇ ને હલકી કોમમાં ભૂત—ડાકણ—માતા નજરે પડે છે. સાધારણ રીતે સ્ત્રી કન્યા અવસ્થામાં હોય છે અને તેમાં પણ ગામડામાં રહેનાર કન્યા તંદુરસ્ત હોય છે. કોણ જાણે કેમ લગ્ન થયા પછીજ તેનું જીવન બદલાય છે. બાલ્યાવસ્થાની નિર્દોષતા—આનંદ ક્યાં ગૂમ થાય છે. આનું કારણ માત્ર સ્ત્રીની માનસિક અને શારીરિક ક્ષીણતા અને તેમને હલકી ગણવાની પરંપરા છે.

સ્ત્રીઓનાં માતા તરીકેનાં કર્તવ્યની જવાબદારીની મહત્તા લોકો સમજે તો કેટલો બધો લાભ થાય! વંશની પરંપરા કાયમ રાખનાર બાલકની ઉત્પાદક સ્ત્રી છે. આ પવિત્ર કાર્યમાં પુરૂષજ વિઘ્નરૂપ છે—વિઘ્ન નાખે છે એનો વિચાર કરતાંજ ત્રાસ ઉપજે છે. આ સ્થિતિમાં હોય અથવા આવવાની હોય ત્યારે પણ સ્ત્રીની પવિત્રતા—અસ્પર્શ્યતાનો વિચાર ન કરે ને પછી સ્ત્રીઓની સ્વતંત્રતા-હકનાં ભાષણો કરે! મનુષ્યઘાતક જે સમયે મનુષ્યનો વધ કરી તેનું લોહી ચૂસતો હોય તેજ સમયે મનુષ્યની સ્વતંત્રતાની વાત કરે તેના જેવું આ છે.”

હું—“આનો અર્થ એટલોજ કે પુરૂષે પોતાની સ્ત્રીથી થોડોક વખત દૂર રહેવું.”

ડાવસણ—"તમે શું કહેવા માગો છો તે હું સમજ્યો. મહાન વૈદ્યો પણ તેજ કહી ગયા છે. પશુ-પક્ષી-વનસ્પતિના કાયદા જુઓ અને પોતાને સર્વોત્તમ માનતા મનુષ્યો જુઓ. કુદરતના કાયદા ઉપરથી મનુષ્યો શીખવાનાંજ નહિ. માત્ર પોતાનાજ શોખ-આનંદ ખાતર પુરૂષ સ્ત્રીઓનાં નાહક ખૂન કરે છે. જનસમાજની ઉન્નતિ અર્થે જે સ્ત્રીને સહાયક ગણવી જોઇએ તે સ્ત્રીને દુશ્મન બનાવી તેનું ખૂન કરે છે. સ્ત્રીઓજ ઉન્નતિમાં વિઘ્નરૂપ છે તે શા માટે? કારણ એજ કે તેમને પુરૂષો ગુલામ લેખી તેમની માણસ તરીકેની સ્વતંત્રતા છીનવી લે છે.

## અદેખાઇ



O, Beware, my lord, of Jealousy:
It is the green-eyed monster which doth mock
The meat it feeds on. *

*Othelo. Shakespeare.*

અદેખાઇ-ઇર્ષ્યા એ પણ લગ્નનો છૂપો ભેદ છે, એ દરેક વિવાહિત-પરણેલાં સ્ત્રીપુરૂષ જાણે છે-સમજે છે છતાં એકબીજાથી છૂપાવે છે. દરેક ઇર્ષ્યાખોર સ્ત્રી કિંવા પુરૂષ એમજ સમજે છે કે આ અદેખાઇ પોતાને ત્યાં જ છે ને બીજા બધા એથી નિર્લેપ છે; પરંતુ વસ્તુતઃ જુદુંજ છે. જે સ્ત્રી વા પુરૂષ આચારે અથવા વિચારે નીતિથી શિથિલ હોય તેનામાં અદેખાઇ ઉત્પન્ન થવાની જ અને સામાન્ય રીતે પુરુષ પોતાની સ્ત્રીને બીજાની સાથે વાત કરતાં, ફરતાં

---

*મારા નાથ! અદેખાઈથી સાવધ રહેજો. એ એવો ઇર્ષ્યાખોર રાક્ષસ છે જે જેના ઉપર પોતાનો આધાર છે 'તેનેજ' ધિક્કારે છે.

અથવા નિર્દોષ રીતે હસતાં પણ જોઇ શકતો નથી. ચાર પુરૂષો ભેગા મળે ત્યારે અને તેમાં યુવાવસ્થામાં, રસ્તે જતી યુવાન કન્યાઓ માટે ગમે તેવી વાતો કરે છે. સ્ત્રીઓ સારી હોય જ નહિ એવી માન્યતાને લીધે પોતાના ઉદયબળ,—મનોબળના અભાવે, પોતાની સ્ત્રી પ્રત્યે હમેશાં શકની નજરે જુએ છે અને અનેક વાર મિથ્યા આરોપ લાવી દુઃખી થાય છે ને કરે છે. સ્ત્રીઓ પણ પતિને અન્ય સ્ત્રી સાથે છૂટથી વાત કરતા હસતા જોઈ શકતી નથી. જો પતિ હમેશાં પોતાની સાથે બહુ સહવાસ ન રાખતો હોય, પોતાના સહ-વાસથી પતિને આનંદ પડતો નથી એમ ભાસતું હોય, અન્ય સ્ત્રીની વાતોમાં—બુદ્ધિચાતુર્યમાં એને આનંદ પડતો હોય—પછી ગમે તો પતિ કેવળ નિર્દોષ હોય તોપણ આ સ્ત્રીમાં અદેખાઇ—ઇર્ષ્યા એટલી તો બલવત્તર થાય છે કે પતિને ઘડી વિલા મૂકતાં તેના હૃદયમાં ક્રોધાગ્નિ પ્રજ્વલિત થાય છે. પતિ બહાર જાય તો ક્યાં જાય છે તેની તપાસ રાખે છે અને વારંવાર તેડવા માણસ મોકલી ઘેર બોલાવે ત્યારેજ શાન્ત થાય છે. અદેખાઇનાં દુઃખો તોપના ગોળા અથવા કરવતના ઘા કરતાં પણ તીક્ષ્ણ છે. આમાં જો અદેખાઈ સકારણ હોય તો તો ઠીક કે તેનો નિવેડો આવે છે પરંતુ કેવળ કાલ્પનિક હોય તો પછી દુઃખની સીમાજ નથી હોતી. એનો વિચા-રજ ભયંકર છે તો પછી તે વૃત્તિ જેનામાં હોય તેનું દુઃખ શી રીતે સમજાય? મારી પત્ની સાથે એક યુવાને વાત કરી—સહજ હસ્યો અને નિર્દોષ બીજના ચંદ્રમાને લોકો જુએ છે તે પ્રમાણે મારી પત્નીના સામું જોયું કે બસ. શા માટે તેની સાથે વાત કરી? પરપુરૂષને હસવાનો—જોવાનો પ્રસંગ તમે કેમ આપો? કાંઇક હોવું જોઇએ. થઇ રહ્યું: વિષ રેડાયું—જીવન વિષમય થઇ ગયું. મારી પત્નીનુ દરેક વર્તન બારીકાઇથી જોવા લાગ્યો. માથું દુઃખતું હોય ને મારી સાથે ન બોલે અને પેલા પુરૂષ સાથે વિવેક ખાતર, એને

—પરાયાને ખોટું ન લાગે એટલા માટે સહજ બોલી કે મને કારણ મળ્યું "જોયું! મારી સાથે બોલતાં ચૂંક આવે છે ને એની સાથે કેવું હસાય છે–બોલાય છે!" ભોગજોગે આ યુવાન પાડોશી–પત્નીનો દૂરનો સગો હોય તો પછી અગ્નિમાં ઘી. એ માંદો થાય ને પત્ની સારવાર કરવા કહે કે કરે તો જુઓ. 'મારી સારવાર થતી નથી ને એની કેવી હોંશથી થાય છે.' બીચારી સ્ત્રી આમાંનું કાંઇજ જાણતી નથી–ધણીવાર પતિનું સારૂં દેખાય–એક સગાં સંબંધી કે સ્નેહીનું પ્રભુ ખાતર સાચવવું એજ ઉદ્દેશથી, કેટલાક કામના ભોગે કરતી હોય ત્યાં તેનો આવો અર્થ લેવાય! અદેખાઇનો કીડો મારા હૃદયને કોતરી ખાવા મંડે છે. કંટાળી બહાર જાય–જતાં જતાં ઘેર શું થતું હશે એ વિચાર આવતાં શરીર ઉપરથી કાબુ જતો રહે છે અને માથું ભમી જાય છે–ઘેર પાછો જાય છે ત્યાં નિર્દોષ બિચારાં સામાન્ય વાત કરે છે. બસ હું હતો ત્યાંસુધી વાતો નહોતી થતી અને હવે ક્યાંથી જીભ ઉપડી? હૃદયમાં અગ્નિ બળે છે પણ શું કરવું?

પ્રેમ પ્રેમ હોય જો, પ્રેમ આપણો જો હોય,
તો પ્રેમમાં શ્રદ્ધા અશ્રદ્ધાનું સંઘાતે બલ ન હોય;
અશ્રદ્ધા અણુંમાત્ર તે અશ્રદ્ધા છે બધી ખરે
અદૃશ્યને ઝીણો પડે ચીરો કો વીણામાં જરી,
ધીમે ધીમે તે મધુરરવને કુંદ કરી નાંખે કદી;
પંહોળો થાતાં મોટો થતાં તે સ્વરહીણું કરી નાખશે!
પ્રેમી દિલ વીણા મહીં ચીરો કદી ઝીણો પડે,
કે મુરબ્બાની બરણીમાં ફૂલ એકને ચાંદી પડે,
તો પ્રેમસ્વર ઉડી જશેઃ ફલમિષ્ટ સહુ બગડી જશે.

આ સ્થિતિ મારી હતી. અમારાં સ્નેહલગ્ન હોય, આંતરસ્નેહ હોય તો પછી શંકા–અદેખાઇનું સ્થાન જ ક્યાંથી હોય! ગુલના

સંબંધી પણ એમ જ બન્યું. મારા પોતાના હૃદયબલ-નીતિબલના અભાવે ગુલને શંકાશીલ નજરે જોવા લાગ્યો. સ્ત્રીઓ સંપૂર્ણ અને સતત નીતિમાન હોઇ શકે જ નહિ. સ્ત્રીઓએ સારાં રહેવું જોઇએ; પુરૂપની વાત જુદી છે. તે ગમે તેમ વર્તે એમાં બહાદુરાઈ તો નહિ પણ મર્દાનગી છે, એવી અમારી સુધરેલી સોસાઈટીની અંતરની માન્યતા હતી અને હું પણ એમાંનોજ એક હતો. ગુલ-નિર્દોષ પવિત્ર ગુલ મારા મિત્રો સાથે-મારે ત્યાં આવતા અન્ય પુરૂષો સાથે વિવેકથી-મર્યાદાથી વાત કરતી હતી. અમારી જાતમાં સ્ત્રીઓને સ્વતંત્રતા વિશેષ છે, પરંતુ મારા હિંદુ ભાઇઓના સહવાસથી એવું જ શીખ્યો હતો કે સ્ત્રીઓને જરાએ સ્વતંત્રતા આપવી જ નહિ. પતિ ગેરહાજર હોય અથવા પરગામ ગયો હોય તો પછી તેને ઘેર પતિના મિત્રથી ઉતરાય જ નહિ. સ્ત્રીને પતિના મિત્ર સાથે પતિ ઘરમાં છે કે નહિ એટલી પણ વાત થાય જ કેમ? પતિનો મિત્ર માંદો પડે તો તેનાથી સારવાર થાય જ કેમ? ખરાબ હલકા વિચારના નોકર સાથે બહાર જવાય, પણ પતિના મિત્ર અથવા સભ્ય ગૃહસ્થ સાથે પ્રસંગે બહાર જવાય જ કેમ? સ્ત્રીઓ સારી હોય એ માનવું જ નહિ; આવા વિચારો મારામાં દસી ગયા હતા અને તેને લીધે અમારૂં સુખ નષ્ટ થયું. ગુલ મને અરેબિયન નાઇટસની સુલ્તાનાની માફક છેતરતી હોય એમ લાગતું. મારી સાથે બોલતી-હસતી તે બધો ડોળ હતો, સ્ત્રી-ચરિત્ર હતાં એવી મારા મનમાં ખાત્રી થઈ ગઇ. નોકર સાથે પણ ગુલને બોલતાં જોઉં કે મારા શરીરમાં ઝણેણાટ થઇ જતો. ગુલને હવે શંકાથી જોવા લાગ્યો. ચીકણી જમીનમાં જેમ જેમ આગળ જતા જઇએ છીએ, તેમ તેમ પગ અંદર ઘૂસતા જાય છે; તે પ્રમાણે મારે બન્યું. કોણ જાણે કેમ પ્રસંગો પણ એવાજ બનતા ગયા. હું ખોળતો ગયો અને મારી વૃત્તિને અનુકૂળ થતા

ગયા. ગુલને કોઈની ચિઠ્ઠીજ આવે—પછી તે તેની બ્હેનપણીનીજ હોય તોપણ ચિઠ્ઠી જોતાં કોની હશે એમ મારા મનમાં થતું અને લખનારનું નામ જાણતાં સુધી મારૂં મન ઠેકાણે નહોતું રહેતું. ગુલને કોઇ મળવા આવે અને હું ઘેર ન હોઉં અને સાંજરે ખબર પડે કે કોઇ આવ્યું હતું તો પછી મારા મનના તોફાનની હદ નહોતી. જ્યારે ખબર પડે કે તે મળવા આવનાર સ્ત્રી હતી ત્યારેજ કાંઈ શાન્તિ થતી; છતાં રખેને વેશ બદલ્યો હોય એમ જરા સંદેહ થતો. અંતે ગુલને મારા વહેમની—શંકાની ખબર પડી અને તે વહેમ—તે શંકા દૂર કરાવવા બહુ યત્ન કરતી; પરંતુ મારા દુર્ભાગ્યે તેના રસ્તા જુદા હતા. “તમે પીરોજા સાથે વાત નથી કરતા!” “તમે ક્લબમાંથી ક્યાં જાઓ છો તે મને ખબર છે! ચોકસી રાખું છું! તમે કોઇ સ્ત્રી સાથે વાત નથી કરતા? શું તમે ખરાબ છો? એમ શામાટે મારા ઉપર વહેમ લાવી આપણું જે સુખ છે તે, બાળી નાખો છો?” ગુલના આ શબ્દોથી મારો વહેમ—મારી શંકાનો નાશ થવાને બદલે તેમાં વધારો થતો ગયો. ગુલે અન્ય પુરૂષનો વિચાર કર્યો હશે કે નહિ, પણ એ તો મારા મિત્રોની સોબતમાં અન્ય સ્ત્રીઓની, સોસાયટીના નિયમાનુસાર ટીકા કરી હશે. મારો ભૂતકાળ સાંભર્યો અને Guilty conscience (ગુન્હેગાર અંતઃકરણ) મને ઠપકો દેતું હતું. “બસ! મારા ઉપર આરોપ મૂકેજ કેમન! પુરૂષ ગમે તે કરે.” ગુલ પોતાનો નકામો બચાવ કરે છે. એમ લાગ્યું અને મારી અસ્વસ્થતા—મારાં દુઃખ વધ્યાં.

આ પ્રમાણે વળી અમારા જીવનમાં ઓટ આવી અને પાછલું વિસરી ગયાં. એક દિવસ આનંદમાં અમે પતિપત્ની વાત કરતાં હતાં ત્યાં કોઈક વિષય ઉપર ચર્ચા ચાલી અને અમે બન્ને મતમાં જુદાં પડયાં. મને એમ લાગ્યું કે મતફેર તો હોય; વળી બીજો વિષય લીધો. એમાં પણ એમ થયું. આ વખતે ગુલ ચીડાઇ ગઇ હતી.

હું વિચારમાં પડયો; કારણ સમજાયું નહિ. ગુલ વાત કરતી હતી પણ હુંકારા અથવા હા ના એટલોજ ઉચ્ચાર કરતી. બહુ વિચારતાં કારણ સમજાયું. આગલે દિવસે અમારા પાડોશી નસરવાનજીની છોકરી પીરોજાને દાક્તરને ઘેર લઇ ગયો હતો. જો મેં પ્રશ્ન પૂછી ખુલાસો કર્યો હોત તો બધું બરાબર સમજાત, પણ તે મારાથી થયું નહિ. બે ચાર આડા અવળા સવાલ કર્યા; તેણે ઉત્તર ન આપ્યો પણ હું સમજું છું તેની તેને ખબર પડી ને બોલ્યો:

"ગુલ! આજ કેમ આમ છે?"

ગુલ—"શું હેય વળી! છે એમનું એમ." આટલું બોલી ગુલ મૂંગી રહી. તેના ચહેરા ઉપર અદેખાઇ-ઇર્ષ્યાદેવીનું તેજ છવાયું હતું. ગુલ એકદમ રોઇ પડી. ખૂબ રોઇ ડસકાં ઉપર ડસકાં આ-વવા લાગ્યાં અને તે સાથે મારા ઉપર અસંબદ્ધ આરોપ મુકાયા. તે ઉઠી ચાલતી થઇ; હું તેની પાછળ પાછળ ગયો; ઘરમાં છોકરાં નોકરો હતાં, તે જોતાં હતાં; પણ અમારા બન્નેમાંથી કોઇ સમજ્યું નહિ. આવી એક નહિ પણ અનેક રાત્રિઓ કંકાસ-કલેશમાં જતી. પથારીમાં આડે મોંએ બહારથી શાન્ત દેખાતાં આંખો મીંચ્યા છતાં બળતા અગ્નિથી બળતા હૃદયે પથારીમાં સૂતાં ને નિદ્રાદેવીને શરણે મહાપરાણે જતાં.

ઇર્ષ્યા-અદેખાઇ! અમારા સ્નેહલગ્નમાં આ અદેખાઇ વિશેપ દેખાય છે એજ અમારા લગ્નની ઉચ્ચ ભાવના સૂચવે છે. સ્નેહ-અનન્ય સ્નેહમાં આ અદેખાઈ અણવિશ્વાસને સ્થાન છે ખરૂં? દરિયાના ભરતીઓટની માફક અદેખાઇનાં મોજાં આવતાં જતાં ગુલને પહેલું સંતાન થયું ત્યારે દાક્તરોએ ધાવ રાખવા કહ્યું અને તે સાથે મારી લાગણી ઉશ્કેરાઈ. માતાના સ્તનપાનની જે ખુબી તે હલકી કોમની ધાવના સ્તનપાનમાં ક્યાંથી આવે? આજ બાળકને

સ્તનપાન મૂકાવવા તૈયાર થઇ તેજ સ્ત્રી કાલ મને કેમ મૂકી ન દે! આ વિચાર મારા મનમાં એકદમ સ્ફુર્યો. ગુલનું શરીર નરમ નહોતું. શરીરમાં કોઇ તરેહનો રોગ નહોતો. માત્ર સોસાયટીમાં-કલબોમાં, સભાઓમાં સહેલાઇથી જઇ શકાય એજ હેતુથી બાલકને ધાવને સોંપવામાં આવ્યું હતું અને દાકતરો-કુટુંબના દાક્તરે ઘણીવાર જોશીઓની માફક આપણી ઇચ્છાને પહેલું માન આપે છે. ગુલ મારી માનસિક સ્થિતિ સમજી ગઇ ને દાક્તરોના કહેવા છતાં બીજાં છોકરાંને ધાવને ન સોંપ્યાં, એટલુંજ નહિ પણ માતા તરીકેની દરેક ફરજ બજાવી છોકરાંને કેળવવા લક્ષ આપ્યું.'

કાવસજીની દાક્તરો સંબંધી ટીકા સાંભળી મેં પૂછયું: "કાવસજી! તમને દાકતરો માટે સારો અભિપ્રાય નથી?"

કાવસજી—"એમાં સારા ખોટા અભિપ્રાયનો સવાલ નથી. દાકતરોએ મારા જીવનને શુષ્ક બનાવી દીધું છે અને મારા જેવા હજારોનાં જીવન નિર્મૂળ કરી નાખ્યાં છે. બારીસ્ટરો-વકીલોની માફક તેમનો ઉદ્દેશ પણ દ્રવ્ય કમાવાનો હોય છે. જો તેઓ લગ્નસુખનો જાણે અજાણે ઉચ્છેદ ન કરતા હોય તો હું મ્હારી અડધી મીલકત આપવા તૈયાર હતો અને અંદરની વાત સમજનાર દરેક માણસ તેમને પૈસા આપવા તૈયાર થાય. એક નહિ પણ અનેક વાર દાકતરોએ 'માતા ગર્ભને જન્મ આપવા અશક્ત છે' એમ કહી ગર્ભને કાપી નાખ્યા છે અને ગર્ભને બ્હાને, શસ્ત્રક્રિયાને બ્હાને અનેક માતાઓને મૃત્યુને શરણ પહોંચાડી છે. ધર્મને બ્હાને કેટલા મનુષ્યોનાં ખૂન થયાં છે તે કોણે ગણ્યાં છે? તેમ દાકતરોને લીધે કેટલાં ખૂન થાય છે તેની કોણે ગણત્રી કરી છે? દાક્તરી ધંધાને પરિણામે અનેક ગુનાઓ થાય છે. આ ગુનાની-આ ખુનની ચિન્તા નથી પરંતુ તે દ્વારા સ્ત્રીઓમાં જે હલકા વિચારો-અધમતા દાખલ થાય છે તે વિષે ગંભીર વિચાર કરવાની જરૂર છે. દાકતરો હાલમાં દરેક રોગનાં જંતુઓ છે

એમ માને છે તો તેજ પ્રમાણે આમાં પણ એક જાતનાં જંતુઓ મને દેખાય છે અને એને લીધે જગતમાં એકતા, સંપ વધવાને બદલે કુસંપ ભેદ વધતાં જાય છે, જશે. દાક્તરોના મત પ્રમાણે ગાડીમાં, ઘોડા ઉપર, મનુષ્યના શરીર ઉપર, ટેલીફોનની નળીઓ ઉપર જંતુઓ હોય છે. બાલકને, સ્રીને, માતાને, પિતાને, બચ્ચી કરવામાં જંતુઓ પેસી જાય છે. શેકહેન્ડ કરવામાં જંતુઓ દાખલ થાય છે. માતા અને બાળક સાથે સૂવે તેમાં પણ એકબીજાને જંતુઓનો ભય રહે છે. દરેક માણસે આખો દિવસ ને રાત્રિમાં પાસે ફીનીક એસીડ રાખવું જોઇએ. કોણ જાણે તેમાં પણ જંતુનો ભય હોય. આ કરતાં પણ વધારે દુઃખદ એ છે કે નબળા મનની સ્રીઓના મગજ ઉપર બહુ ખરાબ અસર થાય છે. આટલા બધા દાક્તરો છતાં—આટલી બધી શોધખોળ છતાં સ્રીઓ શરીરે નબળી ફીક્કી નિસત્વ થતી જાય છે. દરેક કુટુંબમાં દરેક સ્રી પેટન્ટ દવા પીતી હોવીજ જોઇએ. વધારે દાક્તર વધારે રોગો.



સ્તનપાન મૂકાવવા તૈયાર થઇ તેજ સ્ત્રી કાલ મને કેમ મૂકી ન દે! આ વિચાર મારા મનમાં એકદમ સ્ફુર્યો. ગુલનું શરીર નરમ નહોતું. શરીરમાં કોઇ તરેહનો રોગ નહોતો. માત્ર સોસાયટીમાં–કલબોમાં, સભાઓમાં સહેલાઇથી જઇ શકાય એજ હેતુથી બાલકને ધાવને સોંપવામાં આવ્યું હતું અને દાકતરો–કુટુંબના દાક્તરો ઘણીવાર જોશીઓની માફક આપણી ઇચ્છાને પહેલું માન આપે છે. ગુલ મારી માનસિક સ્થિતિ સમજી ગઇ ને દાક્તરોના કહેવા છતાં બીજાં છોકરાંને ધાવને ન સોંપ્યાં, એટલુંજ નહિ પણ માતા તરીકેની દરેક ફરજ બજાવી છોકરાંને કેળવવા લક્ષ આપ્યું."

કાવસજીની દાક્તરો સંબંધી ટીકા સાંભળી મેં પૂછ્યું: "કાવસજી! તમને દાકતરો માટે સારો અભિપ્રાય નથી?"

કાવસજી—"એમાં સારા ખોટા અભિપ્રાયનો સવાલ નથી. દાકતરોએ મારા જીવનને શુષ્ક બનાવી દીધું છે અને મારા જેવા હજારોનાં જીવન નિર્મૂળ કરી નાખ્યાં છે. બારીસ્ટરો–વકીલોની માફક તેમનો ઉદ્દેશ પણ દ્રવ્ય કમાવાનો હોય છે. જો તેઓ લગ્નસુખનો જાણે અજાણે ઉચ્છેદ ન કરતા હોય તો હું મ્હારી અડધી મીલ્કત આપવા તૈયાર હતો અને અંદરની વાત સમજનાર દરેક માણસ તેમને પૈસો આપવા તૈયાર થાય. એક નહિ પણ અનેક વાર દાકતરોએ 'માતા ગર્ભને જન્મ આપવા અશક્ત છે' એમ કહી ગર્ભને કાપી નાખ્યા છે અને ગર્ભને બ્હાને, શસ્ત્રક્રિયાને બ્હાને અનેક માતાઓને મૃત્યુને શરણ પહોંચાડી છે. ધર્મને બ્હાને કેટલા મનુષ્યોનાં ખૂન થયાં છે તે કોણે ગણ્યાં છે? તેમ દાકતરોને લીધે કેટલાં ખૂન થાય છે તેની કોણે ગણત્રી કરી છે? દાકતરી ધંધાને પરિણામે અનેક ગુનાઓ થાય છે. આ ગુનાની–આ ખુનની ચિન્તા નથી પરંતુ તે દ્વારા સ્ત્રીઓમાં જે હલકા વિચારો–અધમતા દાખલ થાય છે તે વિષે ગંભીર વિચાર કરવાની જરૂર છે. દાકતરો હાલમાં દરેક રોગનાં જંતુઓ છે

એમ માને છે તો તેજ પ્રમાણે આમાં પણ એક જાતનાં જંતુઓ મને દેખાય છે અને એને લીધે જગતમાં એકતા, સંપ વધવાને બદલે કુસંપ ભેદ વધતાં જાય છે, જશે. દાક્તરોના મત પ્રમાણે ગાડીમાં, ઘોડા ઉપર, મનુષ્યના શરીર ઉપર, ટેલીફોનની નળીઓ ઉપર જંતુઓ હોય છે. બાલકને, સ્ત્રીને, માતાને, પિતાને, બચ્ચી કરવામાં જંતુઓ પેસી જાય છે. શેકહેન્ડ કરવામાં જંતુઓ દાખલ થાય છે. માતા અને બાળક સાથે સૂવે તેમાં પણ એકબીજાને જંતુઓનો ભય રહે છે. દરેક માણસે આખો દિવસ ને રાત્રિમાં પાસે ફીનીક એસીડ રાખવું જોઈએ. કોણ જાણે તેમાં પણ જંતુનો ભય હોય. આ કરતાં પણ વધારે દુઃખદ એ છે કે નબળા મનની સ્ત્રીઓના મગજ ઉપર બહુ ખરાબ અસર થાય છે. આટલા બધા દાક્તરો છતાં—આટલી બધી શોધખોળ છતાં સ્ત્રીઓ શરીરે નબળી ફીક્કી નિસત્વ થતી જાય છે. દરેક કુટુંબમાં દરેક સ્ત્રી પેટન્ટ દવા પીતી હોવીજ જોઇએ. વધારે દાક્તર વધારે રોગો.



# [૧૫]

## કેળવણી



But the vulgarization of rudiment is not the advancement of knowledge.

*H. G. Hamerton.*

પરમેશ્વર, જ્યારે મનુષ્ય એક મનુષ્ય તરીકે જીવન ગાળતો નથી ત્યારે પશુથી પણ નીચ થાય છે. અને આ મારી સ્થિતિ હતી. અન્ય સ્ત્રી સાથે કોઈ પણ સંબંધ ન હતો એટલે હું મારી જાતને સદ્ગુણનો થંભ માનતો અને જેમાં તેમાં ગુલનોજ વાંક કાઢતો. તે બિચારીનો ખરૂં જોતાં કાંઇજ વાંક નહોતો. આપણી સ્ત્રીઓ જેમ ઉછરે છે તેમ ઉછરી હતી. ઉછેરવાનું કામ થતુંજ નથી, પણ ઉછરે છે. બાગના ઝાડની માફક આપણાં બાલકો ઉછેરાતાં નથી પણ જંગલનાં વૃક્ષો માફક ઉછરે છે. આમ હોય પછી સ્ત્રીઓ સારી થતી નથી એવી બૂમો પાડીએ અને તેમને તિરસ્કારીએ એ કોના ઘરનો ન્યાય? સ્ત્રીને

કેળવવામાં એકજ ઉદ્દેશ હોય છે. બીજાને અને તેમાં પુરૂષને ખુશી કરવા માટે. જો પુરૂષને ખુશી કરતાં આવડે પછી આત્મા કેળવાય કે નહિ, પ્રભુ સમજાય કે નહિ તેની દરકાર નથી હોતી. બાલ્યાવસ્થાથીજ "મેર તું ! ધણી માથાનો મળશે ત્યારેજ ખબર પડશે ! આમ ફરો છો પણ ધણી કોણ જાણે કેવો હશે !" 'ગાતાં શીખો ! નહિ તો કોઇ પરણશે નહિ." વગેર કેળવણીનાં કારણો પુરૂષવર્ગને શી રીતે આકર્ષવો અને અને લગ્નમાં 'વહેલો ઉકાવ' કેમ કરવો એજ કેળવણીનો હેતુ.

જેવી રીતે ગુલામો પોતાના શેઠને ખુશી કરી શકે તેમ કેળવવામાં આવે છે, તેવીજ રીતે સ્ત્રીઓને કેળવવામાં આવે છે અને નહિ કે કેળવણી ખાતરજ. કદાપિ એમ ધારતા હશો કે આ સ્થિતિ ફેશનેબલ અથવા સ્વતંત્ર થયેલ સ્ત્રીઓની હશે, પણ તેમ નથી. દરેક વર્ગની સ્ત્રીને એજ ઉદ્દેશથી કેળવવામાં આવે છે. ઘેર—નિશાળ કૉલેજ ગમે ત્યાં જુઓ માત્ર પુરૂષોને આકર્ષવા જ સ્ત્રીઓને કેળવણી આપવામાં આવે છે. હવે આ આકર્ષવાની કળા જૂદી હોય છે. કેટલીક સ્ત્રીઓ સંગીતમાં પ્રવીણ હોય છે તો કેટલીક માથાના વાળનાં ઝૂલ્ફાં રાખવામાં કુશળ હોય છે; કેટલીક સ્મિતહાસ્યમાં તો કેટલીક રસોઇમાં એક્કા હોય છે. કેટલીક ફેન્સી ડ્રેસ પહેરી મોહક બને છે તો કેટલીક મંદ મંદ બોલી હૃદય હરે છે. જ્યાંસુધી લગ્ન ફરજિયાત છે અને કેવળ લગ્ન માટે જ કેળવણી અપાય છે ત્યાંસુધી આ સ્થિતિ રહેવાની જ. ઘોડિયામાંથી જ છોકરીના કાનમાં—લુગડાં, ઘરેણાં, કાળી ગોરી વગેરે શબ્દો કાને પડે; પછી તે આત્મા તરફ લક્ષ આપવાને બદલે શરીર તરફ લક્ષ આપે એમાં શી નવાઇ ! સ્નેહલગ્નવાળા દેશોમાં આત્મા—હૃદયની પરીક્ષા કરવાનો વખત નથી અને ઇચ્છા નથી હોતી અથવા વિચારજ નથી એટલે માત્ર શરીર સુંદર મોહક બનાવી લગ્ન માટે

પુરુષને આકર્ષવા સિવાય બીજો ઉપાય નથી અને મોહક બનવામાંજ બીજી સ્ત્રીઓ સાથે હરીફાઇ કરવી પડે છે અને નાટકમાં જેમાં સીનસીનરી વધારે આકર્ષક તે નાટક અજ્ઞાનને વધારે પસંદ પડે; તેમ જે સ્ત્રી ગાવામાં, પહેરવામાં વધારે આકર્ષક તેને માટે ઘણાં માગાં આવવાનાં. આ લગ્નનો હેતુ! પછી કેળવણી એવી જ હોય ને! આ વૃત્તિ એટલી બધી તીવ્ર થતી ગઇ છે કે સ્ત્રીઓને બાલક ગમે છે ખરાં પણ તેમને કેળવવાં–ઉછેરવાં ગમતાં નથી. જન્મ આપી તરતજ દાઇને સોંપે છે અને જેમનાથી દાઇ રાખી શકાતી નથી તે અસંતુષ્ટ રહે છે.

મારી ગુલ પોતે જ બાલકને ઉછેરતી હતી, પણ એક દિવસ દાકતર આવ્યો, તેણે ગુલને બરાબર તપાસી છોકરાં ઉછેરવાની મહેનત ન લેવા સલાહ આપી. બાલકની ઉઠવેઠમાં–તેને ઉછેરવામાં જે વખત જતો તે બચ્યો ને તે વખત હલકાં પુસ્તકો વાંચવામાં, નવી નવી ફેશન દાખલ કરવામાં અને આત્મા કરતાં ઇંદ્રિયસુખનાં સાધન મેળવવામાં જતો અને આની સાથે કોણ જાણે કેમ મારામાં અદેખાઇ ઉત્પન્ન થઇ.

# [૧૬]

# છોકરાં



"That I may die childless, that when my hour comes I may turn my face to the wall, praying, I have not increased the great evil of human-life—then, though I were a murderer, fornicater, thief, and liar my sins shall melt even as a cloud. But he who dies with children about him, though his life in all else an excellent deed, shall be held accused by the truly wise and the stain upon him shall endure for ever." *George Moor*

જો હું છોકરાં વિના મરી જાઉં, એવો સમય આવે કે ભીંતના સામું જોઇ કહી શકું કે મનુષ્યજીવનનાં મોટામાં મોટાં દુઃખનો મેં વધારો કર્યો નથી; આટલું થાય તો પછી હું એક ખુની હોઉં, વ્યભિચારી, ચોર જુઠો હોઉં તો પણ મને ખાત્રી છે કે મારાં પાપ વાદળાની માફક વીખંરાઇ જશે, નષ્ટ થશે. પણ જે પાછળ છોકરાં મૂકી મરી જાય છે તેનું આખું જીવન શુદ્ધ હોય તો પણ તે ખરા ડાહ્યા પુરૂષની નજરમાં શાપિત લાગશે અને તેમના ઉપર બટ્ટો રહેવાનો.

જયોર્જ મૂર

"I hate children; its much better to keep a few deer dogs."

*A Woman*

૧ હું છોકરાંને ધિક્કારૂં છું; એના કરતાં તો થોડાં કુતરાં રાખવાં-પાળવાં ઘણાં સારાં.

એક સ્ત્રી

**મારે સંતતિમાં** છોકરાંનો એક પછી એક વધારો થયો અને સર્વત્ર બને છે તેમ છોકરાંની સાથેની ચિંતા વધી. અમારી હાલની સુધરેલી સોસાયટીમાં છોકરાંઓ પ્રભુની નિર્દોષ મૂર્તિ નથી; ટેનિસન કહે છે તેમ ફુલના ગોટા નથી; સ્ત્રીઓ ગર્વનું સ્થાન નથી પરંતુ હમેશના દુઃખનું-ચિન્તાનું સાધન છે-પીડારૂપ છે. સુધરેલી સ્ત્રીઓને છોકરાં નથી. શું તેમનામાં માતાનો પ્રેમ નથી? શું તેમને બાલક રમાડવાં ગમતાં નથી? ના. કેટલાંકને જેઓ શરીરે તંદુરસ્ત છે, ઉત્સાહી છે તેમને માતૃપ્રેમ છે અને બાલકો ગમે છે; પણ બાલકો માંદાં પડે તેમની ઉઠવેઠ કરવી પડે તે ગમતી નથી. કારણ બાલકો મરી જાય તો તેમનો સ્વભાવ એવો તો ભાવમય હોય છે કે એ દિવસના બાલક માટે પણ જન્મભર સોસ્યા કરે છે. ખરૂં પુછાવો તો બાલકોને પ્રભુની મૂર્તિ તરીકે નથી ચાહતાં પણ માત્ર પોતાના સ્વાર્થ ખાતર જ ચાહે છે. આવી સ્ત્રીઓને આવાં બાલકો કરતાં ઇન્ડિયા રબરનાં બાળકોથી નભી શકતું હોત તો ચાલત! કારણ આ બાલકો માંદાં પડતાં નથી.

બાલકોનું કાલું કાલું બોલવું, વિના કારણ હસવું, સુંદર મોહક ચહેરા, કુમળા હાથ પગ, આ સર્વ જોઈ મનુષ્યો ગાંડાં-ઘેલાં થાય છે. આને બાલક પ્રત્યેનો સ્નેહ કહે છે; પણ આ સ્નેહ નહિ પણ પશુવૃત્તિ છે. આ નવું પ્રાણી જે આપણી પછી આપણી જગા સાચવનાર છે તે પ્રાણીનો છૂપો ભેદ, તેનું છૂપું રહસ્ય, તેનો મૂળ અર્થ કોણ સમજે છે?

બાલક-છોકરાંના જૂદા જૂદા સંસ્કારો-વિધિ તમારા હિંદુઓમાં

—અમારામાં અને બીજી કોમમાં થાય છે પણ તે પણ અર્થહીન! એ બહાને ખાવાપીવાનું મળે, એ બહાને નાચપાર્ટી થાય, એ માણસો—મોટા માણસોને બોલાવાય—મળાય એજ; બાકી આત્મા—પ્રભુના આદેશો—હેતુ સમજવા કોણ માથાકૂટ કરે! કુટુંબમાં બાલકના જન્મ સાથેજ આપણા જન્મની સાર્થકતા થઇ છે—કરી છે? તે પ્રશ્ન અંતરને પૂછાય ને શો ઉત્તર મળે છે તે જાણવાનો પ્રસંગ મળે છે. આ બધું ગયું છે ને તેને બદલે બેબીને—કીકાને, જોલીને, કયું ફ્રોક સારૂં લાગશે? એને માટે કેવી ટોપી લઇશું? એને શાં ઘરેણાં જોઇશે? કેવી પૂતળી જેવી છે, રૂપ રૂપનો ભંડાર, ગાભલા જેવો છે, એજ પ્રશ્નપરંપરા. ઘરમાં પાળેલાં કૂતરાં બીલાડાં જેવું બોલતું ચાલતું બીજું પ્રાણી—અવાચક પ્રાણીને તો નથી વાચા—નથી વિચાર—નથી બુદ્ધિ કે નથી જરૂર પડતી દાકતરની. મરઘી, ગાય કે ભેંસનું બચ્ચું માંદું પડે ને એમ ને એમ મરી જાય તો મા આરડીને બેસી રહે છે. આપણું બાલક માંદુ પડે કે તરત ધમાધમ—કયા દાક્તરને બોલાવીશું? દાકતર ક્યાં હશે? આમ કરતાં બાલક ગુજરી ગયું તો શોક-કલેશ-રૂદનનો પાર નહિ. ગાય, ભેંસનું બાલક કયાંથી આવ્યું—પ્રભુની શી ઇચ્છા હશે—શું કર્તવ્ય છે એ સમજવાની શક્તિ છતાં ન સમજનાર આપણે શોકમાં એટલા બધા ગરકાવ થઇએ છીએ કે નિરાશ થઇએ છીએ. અને આ પ્રમાણે પશુ ઉપર સત્તા ધરાવનાર આપણે અનેક વાર પશુથી પણ હલકા-નપાટ થઇએ છીએ."

હું:—ત્યારે માણસજાતને છાજે એમ બાલકોને શી રીતે રાખવાં?

કાવસજી:—બાલકોને હાલ ચાહીએ છીએ એમ ન ચાહતાં મનુષ્યજાતિના એક ભાગ તરીકે ચાહવાં જોઇએ.

હું:—પણ માતાઓ પોતાનાં બાલકને ચાહે છેજ.

કાવસજીઃ—માણસ જાતતરીકે કદિ નહિ—અથવા ભાગ્યેજ. અને આમ હોવાથી ઘણીવાર કુતરાથી પણ હલકા લેખે છે. મોટર-ગાડી કે ઘોડા તળે ચગદાઇ જતા બાલકને પોતાના જીવના જોખમે બચાવવા કેટલી માતા દોડી? પ્લેગના વખતે બાલકને પ્લેગ થતાં પોતાના માટે કેટલી માતાએ ઓછી દરકાર રાખી? હિંદમાં આવું બન્યું હશે; કારણ હજી હિંદુઓમાં જડવાદ બહુ દાખલ થયો નથી. જે શક્તિ પ્રાણીમાં નથી તે મનુષ્યજાતિમાં છે—શારીરિક સ્નેહ મર્યાદામાં રાખી શકાય છે તો માતાઓ બાલકના શરીર ઉપર સ્નેહ રાખે અને તે ખીલવવા યત્ન કરે તો? એજ આપણી સોસાયટી નથી? ભૂતકાળના ઇતિહાસમાંથી ઉદ્દેશથી અનેક માતાઓએ બાલકોનો ભોગ આપ્યાના દાખલા મળી આવે છે; આવા ઉદ્દેશો—આશયો હાલ છે નહિ અને એના અભાવે બાલકોના શરીર ઉપરનીજ મમતા રહેવાની.

છોકરાં એક હોય કે દશ તોપણ છોકરાંજ સર્વસ્વ. એમના ઉપરજ આપણા સુખદુઃખનો આધાર. પેસીને પેટમાં દુઃખે છે, મેરાંને કંઇ થઇ ગયું છે ને જમસુનું માથું ફુટયું છે. આ આપણી ઉપાધિ. ડાકટર, દવા, તાવ માપવાની સળી, માથે મૂકવા બરફ અને એમાંજ જીવનનો વ્યવહાર! છબીલને માટે નારંગી લાવજો ને કીકીને તાવમાં દાકતરે અંજીર ખાવા કહ્યું છે. આ સ્થિતિમાં આપણું જીવન શાન્ત કયાંથી હોય! કયાં રહેવું અને શું કરવું એનો આધાર પણ બાલકોનાં શરીર ઉપર અને બાલકોની તંદુરસ્તીનો આધાર આટલી બધી દવા—દાકતરો છતાં કોણ જાણે શેના ઉપર છે! દવા બદલો—દાકતરો બદલો છતાં એની એજ ચિન્તા. દસુને આજ ઠીક છે તો જમુનાની આંખો આવી છે. ડૂબતા વહાણના ખલાસીઓ ઘડીમાં આ સાચવે તો ઘડીમાં પેલું સાચવે એવી આપણી સ્થિતિ છે. મ્હારી ગુલ પણ બાલકો માટે રાતદિવસ આમ ને આમ ચિન્તા કર્યા કરતી હતી. આથી અમને બન્નેના જીવને સંતાપ હતો—ગુલને એકજ લાભ

હતો. જેટલો સમય છોકરાંની સારવારમાં–ચિંતામાં જતો તેટલો સમય તેની બીજી ચિન્તા જતી રહેતી.

જૂના સમયમાં સ્ત્રીઓ દૃઢ માનતી કે 'પ્રભુ આપે છે ને પ્રભુ લઇ લે છે' બાલકના આત્માને સ્વર્ગમાં સદા આવકાર છે અને પાપ કરવા શકિત આવે તે પહેલાં નિર્દોષ સ્થિતિમાંજ પ્રભુને ત્યાં જવું એ લાભ છે. સ્ત્રીઓમાં આવી કોઇ શ્રદ્ધા હત તો બાલકોના ગંભીર મંદવાડ વખતે જે ધૈર્ય ખોઇ દે છે–જે કર્તવ્ય બજાવવાં જોઇએ તે બજાવી શકતા નથી, તે ધૈર્ય રાખી શકત તે કર્તવ્ય બજાવી શકત. પરંતુ આ શ્રદ્ધા–પ્રભુપ્રેમ હોતોજ નથી. પછી ક્યાંથી આશ્વાસન–શાન્તિ, કર્તવ્યબુદ્ધિ જાગ્રત થાય! હા, માત્ર દવા–દાકતરમાં શ્રદ્ધા રાખે છે અને તે પણ અદૃઢ. એક વૈદ્યને બોલાવવા માગે તો બીજી ઇંગ્રેજી દાકતરને, ત્રીજી હિંદુને તો ચોથી પારસીને બોલાવવાજ જીદ કરશે; એટલુંજ નહિ પણ ત્રીજે દહાડે દવા કે દાકતર બદલાય નહિ તો શાન્તિ થતી નથી. પ્રભુપરની શ્રદ્ધાને અભાવે કોઇપણ વસ્તુ અથવા મનુષ્ય ઉપર શ્રદ્ધા રહેતી નથી. ગામમાં, શહેરમાં પ્લેગ શરૂ થયો કે કુટુમ્બે બહાર જતા રહેવું જોઇએ. અમે અનેક વાર લાનોલી–ખંડાલા રહેવા ગયા, પ્લેગના જંતુથી બચવા ન્હાસભાગ થાય છે પણ શહેરમાં–સોસાયટીમાં અનીતિનાં અનેક જંતુઓ વળગવાનો ભય છે તો તે જંતુઓ ન પેસી જાય તે માટે શા પ્રયત્નો થાય છે! ચાહની હૉટલમાં, ઇવનીંગ પાર્ટીમાં, મીઠાઇવાળાને ત્યાં, ટેલીફોનની ભૂંગળીમાં, ધોબીના લુગડામાં–ન્યુસપેપરમાં અનેક જંતુઓ આવે છે તો કયાં જવું ? પ્લેગવાળા ઘરમાંની સર્વ વસ્તુઓ બાળી–ડીસઇન્ફેકટ થઈ બીજે રહેવા જનારને ત્યાં પણ પ્લેગ પાછળ પડેલો સાંભળીએ છીએ. પૈસાદારને સામાન્ય હૉસ્પિટલ આસિસ્ટંટમાં શ્રદ્ધા હોતી નથી. ત્હેમને તો રોજના દસથી સો બસો રૂપીયા લેનાર દાકતરમાંજ શ્રદ્ધા હોય છે અને તે પણ થોડોજ સમય–વળી એથી

પણ વધારે ફી લેનારને બીજે દિવસે બોલાવવા તૈયાર થાય છે. આ સર્વ ગભરાટ—આ સઘળો ગોટાળો—આ સર્વ દુઃખ પરમ કૃપાળુ પ્રભુ ઉપરની અશ્રદ્ધાથી ઉદ્ભવે છે અને એને લીધે કોઇ નજરમાં—કોઇ ભૂતમાં—કોઈ જ્યોતિષમાં તો કોઇ દવા દાક્તરમાં માની શાન્તિ લાવવા પ્રયત્ન કરે છે. આ પ્રભુશ્રદ્ધા આ શાન્તિ હોય તો ગમે તેવા ભયંકર રોગ કે મૃત્યુથી પણ ભય રહેતો નથી. રોગ—મૃત્યુ એ સિવાય બીજું કયું પરિણામ આવવાનું છે? અને એ કોણુ અટકાવી શકે એમ છે? ઇશ્વર ઉપરની શ્રદ્ધાને અભાવે આત્માનો સ્નેહ ભૂલાઇ શરીરનો સ્નેહ રહે છે અને એ સ્નેહને લીધે શરીર સાચવવા જેટલા પ્રયત્નો—જેટલો શ્રમ લેવાય છે તેહનો અર્ધો પણ આત્માને સાચવવા લેવાતો નથી.

મ્હારી પણ આ સ્થિતિ હતી; બાલકોનાં શરીર સાચવતાં એ ઉદ્વેગમાં અમારા—પતિપત્નીના આત્મા જુદા થતા ગયા; ભેગા—એક હતા કે કેમ તેજ શક છે. બાલકો મોટાં થતાં ગયાં તેમ તેમ તેમને લીધે અમારે તકરાર વધી અને બાલકોમાં પણ પક્ષ પડયા. મોટી મેરાં મારી તરફ હતી તો જર ગુલની બાજુએ હતી; અને છોકરાંઓ પણ વિગ્રહ—સંધિનું કામ કરાવતાં શીખ્યાં અને માબાપના ગુણ અવગુણો નિહાળતાં શીખ્યાં. આપણે ધારીએ છીએ તે કરતાં બાલકોની બુદ્ધિ વધારે તીવ્ર હોય છે એ જાણવા છતાં અમારી તકરારોને લીધે અમે અણજાણપણે તેમના ઉપર કેવા સંસ્કારો પાડીએ છીએ તે ઉપર લક્ષ આપતાં નહિ.

[૧૭]

# અસંતોષ

થઈ ગયાં જીવિત બેય એક, થયા તથાપિ નહી જીવ એક;
કંઇ હતા મુજ ઉરે વિલાસો, કંઇ પતિની હતી ઉર સૃષ્ટિ.

સ્નેહમુદ્રા

"ઘડીકમાં મુંબાઇ તો ઘડીકમાં બોરીવલી, ઘડીકમાં લાનોલી તો ઘડીકમાં દેવલાલી કે પંચગની જતાં. જો અમને સંસારમાં બીજી વિપત્તિ ન પડી હત તો આ પ્રમાણે અમારૂં જીવન–જેને જગત સુખમય માને છે તેમ ચાલ્યું જાત. દુઃખ શું છે–જે ખટપટ કે કાવાદાવા–જગતમાંની પ્રભુહીનતા છે એમ દર્શાવે છે તે હું સમજી શકત જ નહિ. સાધારણ પૈસો–સ્ત્રીછોકરાં –સોસાયટી પછી શું જોઇએ? એ સિવાય જીવનનો બીજો હેતુ શો હોય! બાલકોને ઉછેરવાં અને તેમનું ભરણપોષણ કરવું એ ગુલનું કામ હતું અને એ રીતે ગુલે મારા ઉપર કાબુ મેળવ્યો. પરણ્યા પછી પૈના થઇએ છીએ તે ખરી વાત. ઘેરેઘેર ગુલ પતિ ઉપર રાજ્ય ચલાવે છે. ગુલ નીતિમાં મારા કરતાં ચડિયાતી હતી અને

મન–વાણી કે કર્મથી જનસમાજમાં પુરુષો કરતાં સ્ત્રીઓ ઘણે ભાગે ઉંચી હોય છે. દરેક કન્યા, યુવાન સ્ત્રી તેના પતિ કરતાં વધારે પવિત્ર હોય છે. પુખ્ત વયની સંસારમાં પડેલી સ્ત્રી સ્વાર્થી, વાતોડિયણ, વ્હેમી અદઢ હશે પરંતુ અવિવાહીત કન્યા, મ્હોટી વયની હોય તો પણ સરલ અને આકર્ષક હોય છે. આમ કેમ? કારણ એટલું જ કે સ્ત્રીને બગાડનાર પુરુષ–તેનો પતિ જ છે અને પત્નીને પોતાના જેવી બનાવી મૂકે છે. સમવયનાં છોકરા–છોકરીઓમાં છોકરીઓ વધારે સારી રહે છે. છોકરીઓને બગડ-વાનાં–બગાડવાનાં જે સાધનો જે અનુકૂળતા મળે છે તે છોકરાઓને બહુ મળતી નથી. નિશાળ–ક્રીકેટ–રમતગમત–કૉલેજ રેસીડંન્સી—કલબ—બજાર——નાટક——દુકાન—નાચ—તમાશા—હોટેલ વગેરે તમામ જગાએ છોકરાઓ એકલા—મિત્રો–માબાપ કે વડીલો વિના અથવા સાથે જઈ શકે છે અને ગમે તેમ વર્તી શકે છે. એમના ઉપર જાણ્યે અજાણ્યે કાંઇ કાબુ રાખવામાં નથી આવતો અને તેને લીધે તેમની નૈતિક શક્તિ ક્ષીણ થાય છે. આથી ઉલટું બાલ-કીઓ–છોકરીઓને સામાન્ય રીતે ગૃહસંસારનાજ ખરાબ ગુણો સિવાય બહારના દોષો આવતા નથી અને તેટલે દરજ્જે છોકરાઓ કરતાં વધારે સારા નિવડે છે. આ પ્રમાણે એક સ્ત્રી કન્યા તરીકે પુરૂષથી ઉન્નત હોય છે, એટલું જ નહિ પણ પરણ્યા પછી જો તેને કમાવાની જરૂર ન રહેતી હોય તો માતા અને બાલકની ઉપચારિકા (નર્સ) તરીકે પણ પતિથી ઉન્નત રહી શકે છે, ઉન્નતજ હોય છે. **જગત્માં પ્રભુની પ્રતિકૃતિરૂપ બાલકને જન્મ આપી–તેને સ્તનપાન કરાવી સ્ત્રી દર્શાવી આપે છે કે તે રાજ્યકાર્યમાં ઘૂમતા પુરૂષ કરતાં હજાર દરજ્જે ચડીયાતી છે.** પતિના જીવનનો ઉદ્દેશ સામાન્ય રીતે પૈસો કમાવાનો હોય છે અને આ પૈસો–ઉપજીવિકા જેટલો પૈસો ગમે તે રીતે મેળવી શકાય છે.

પરંતુ બાલક-ઉત્તમ બાલક બનાવવાનું, માતાનું, નર્સનું કામ જેમ તેમ થઇ શકતું નથી. એટલે માતાનું—સ્ત્રીનું કાર્ય વધારે ઉન્નત છે; સ્ત્રી પુરૂષ કરતાં ચડે છે ને ચડીયાતી રહેશે-આટલા જ માટે કેટલાક ધર્મોમાં પ્રભુને માતા તરીકે જ પૂજે છે. Motherhood of God આજ ન્યાયે યોગ્ય છે. આ રીતે ગુલને લાયક હું નહોતો કે મારે યોગ્ય ગુલ નહોતી-પણ પરિણામ એક જ આવ્યું; અસંતોષ. કોર્પોરેશનનાં, સભાઓનાં મારાં કાર્ય ગુલને પોતાના કાર્ય આગળ હલકાં લાગતાં અને મારી નજરમાં જગતની નજરમાં લાગે છે તેમ ગુલનું બાલક ઉછેરવાનું કાર્ય—રસોઇનું—ઘરધંધાનું કામ હીણું—હલકું લાગતું. શું સ્ત્રીઓને રસોઇના ધુમાડામાં જ સડયા કરવાનું? શું સ્ત્રીઓને બાલકોનાં મળમૂત્રજ ઉસેડયા કરવાનું? એ સિવાય બીજાં કામ જ નહિ! એમ સતત થયા કરતું.

આગળ કહી ગયો છું તેમ હું અને ગુલ સ્નેહથી પરણ્યાં હતાં. એકબીજાને મળવા મરી પડતાં—એકબીજાનો ધાંટો ઓળખતાં, હૃદય ધબકતાં; તેનાં તે અમે આજ એકબીજાથી દૂર રહેવા માગીએ એ શું? શું ત્યારે તે સ્નેહ નહિ? સ્નેહ અખંડિત-અચલ છે તે ખોટું? કલાપિ કહે છે તેમ સ્નેહ પલટાતો હશે? ના, ના. સ્નેહ પલટાય તે સ્નેહજ નહિ. અમારી હવે એવી સ્થિતિ થઇ ગઇ હતી કે સહજ મતભેદ થતાં છૂપો તિરસ્કાર થતો—અણગમો થતો. મારા કહેવાથી ઉલટુંજ-ગુલ ઉલટુંજ બોલતી અને ગુલનું કહેવું ખરૂં હોયજ નહિ એમ હું માનતો. લગ્નસમયે અભિવંદન-મુબારકબાદીના તારો-પત્રો-ભેટો આવી હતી. Ideal Marriage-Love Marriage-નમુનેદાર લગ્ન, સ્નેહલગ્ન તરીકે પ્રશંસકોએ જાહેર કર્યું હતું તેજ લગ્ન ચાર વર્ષ પછી કર્યું હત તો નમુનેદાર ઠરત કે કેમ તે શક છે. ચાર વર્ષના ટુંક સમયમાંજ ખબર પડી હતી કે અમારાં લગ્ન દેહલગ્ન હતાં-સ્નેહલગ્ન નહિ. સ્નેહલગ્ન કરતાં

શીખ્યાં હત તો આ દુઃખદ સ્થિતિ ન આવત. ત્યારેજ ખબર પડી કે અમારી માનસિક એકતા થઈ શકે એમ નથી અને એ એકતા કરવા કાંઇ પ્રયાસ પણ કર્યો નહિ. મિત્રો—અજાણ્યાં સ્ત્રીપુરૂષો સાથે અમે આનંદથી–ઉત્સાહથી વાતો કરતાં પરંતુ પતિપત્નિ એક-લાંજ રહેતાં ત્યારે ક્યારે દૂર જઇએ એમ થતું. મારી હાજરીમાં મારી ગુલ બીજા સાથે વાત કરતી ત્યારે મને લાગતું કે 'શું હડહડતું જુઠું બોલે છે?' પરંતુ સાંભળનાર સાચુંજ માનતો. 'કેટલાક વાગ્યા?' 'સુવાનો વખત થયો' "પાર્ટીમાં જવું છે?" 'આજ પેપરમાં કાંઇ છે કે?' 'દાકતરને બોલાવજો' 'મેરાંની આંખ આવી છે' 'રૂસ્તમને સલેખમ થયું છે' આ અમારી વાતો. આ ઉપરાંત બીજી વાત નીકળી કે તકરાર થવાનીજ. ત્રીજું માણસ હોય તોજ અમે વાત કરી શકતાં અને તોજ અમને શાન્તિ થતી. અમારે જગતમાં રહેવું હતું એટલે અમારી તકરારનો નિવેડો આવતો. પણ તે અંતરનો નહિ. હસતાં—રમતાં ભેટતાં પણ અંતરનો ઉમળકો—આંખમાં હસવું તો સદા માટે ગયું હતું, 'આજ ચાહમાં ખાંડ વધારે છે!' 'તમને તો અમારો ચાહ ભાવતોજ નથી' 'ચોપાટી ઉપર ફરવા જઇશું' "ના–પાલવે." "બીઝીક રમીશું" 'ના શેતરંજ—બીઝીકમાં શું બળ્યું છે?" "આ સાડી–હજાર વાર કહ્યું પણ બીજી લાવી આપતા નથી" આ અમારી તકરારોનાં કારણો. મને ગુલનું કાંઇ ગમતું નહિ. 'જમશેદને ત્યાં પીરોજાના ચાહની વાત થાય' મીસ કાંગાની હીંડછા ક્યાં ને આની ક્યાં, મિસિસ લવિંગિયાની બોલવાની છટા ને આની કર્કષ ભાષા ક્યાં! આમ દરરોજ સરખામણી થતી અને દરરોજ અમારા બે વચ્ચેનું અંતર વધવા લાગ્યું. સવારે શાન્ત થઇ ભેટતાં ને બપોરે જબરી તકરાર થતી; સાંજરે ભેગાં ફરવા જતાં ને રાત્રે રીસાઇને સૂતાં.

આ સ્નેહ—આ લાગણી આ તિરસ્કાર એ અમારી પાશવ વૃત્તિનુંજ

પરિણામ હતું. પાશવવૃત્તિ વધતાં સ્નેહ થતો—અ વતો એમ માનતાં; એ સંતોષાતાં તિરસ્કાર ઉદ્‌ભવતો. આ શું થાય છે તે અમે સમજી શકતાંજ નહોતાં—અમારા જેવાં અનેક સ્નેહલગ્નનાં જીવન હશે–હતાં એમ જોતાં અને વ્યવહારમાં ઘસડાતાં. જેનું જીવન સરળતાથી ગળાયું નથી, જેનું જીવન શુદ્ધ થયું નથી તે પોતાની જાતને પણ છેતરતાં શીખે છે. ગુલ બાલકોની સંભાળ લેવામાં, લુગડાં–ઘરેણાં–ઘરની વાતમાં ભૂલતી. ગુલને આ કામ કરવાની જરૂર નહોતી પણ હૃદયની વેદના વિચારવા આ કામ માથે લેતી. મેરાંને કક્કો શીખવવામાં—દવા પાવામાં—તોરણ ભરવામાં ગુલ હૃદયનું દુઃખ કાંઇક ભૂલતી. હું કલબમાં જઇ ટેનીસ, બીલિયર્ડ—કાર્ડ રમવામાં ઘરનો કંકાસ વિસરી જતો. આ ઉપરાંત ફેશનેબલ સોસાયટીમાં ખપવા, સારા સદ્‌ગૃહસ્થોને ના પાડીએ તો ખોટું, એટલાજ માટે ઉંચામાં ઉંચી સીગારેટ—વ્હીસ્કી લેવાની ટેવ પાડી હતી. હું દારૂડિયો થયો નહોતો. માત્ર ઘરનાં દુઃખ–જાતને ભૂલી જાઉં એ પ્રમાણમાંજ પીતો.

હીપ્નોટીઝમ, હીસ્ટીરિયા–માનસિક રોગના સિદ્ધાન્તો બહુ ભયંકર છે. અમારા બન્નેની સ્થિતિ દાકતરે તપાસી હત તો એકને હીસ્ટીરિયા અને બીજાને મગજની નબળાઈ કહત. પેટન્ટ દવાઓ પાઇ હોત. આ રોગ આ સ્થિતિ અમારી અનીતિમય જીંદગીનું પરિણામજ હતું એ અમારી અનીતિને લીધે, અમારી યુવાવસ્થાની કેળવણીને લીધે, સોસાયટીને લીધે, અત્યાર સુધી, અમારે સહન કરવું પડે છે. મેસ્મેરીઝમ, એલોપથી કે હોમીઓપથીની દવા અમારા જેવાને કેવલ નિરૂપયોગી છે. દવાઓનો શો અર્થ? જ્યાં સુધી રોગનું કારણ દૂર થાય નહિ ત્યાં સુધી ઉપાયો શા કામના! પુરૂષોની–મારી અનિયમિત અનીતિમય જીંદગીને પરિણામે મારામાં ઇર્ષ્યા ઉત્પન્ન થઇ. ઇર્ષ્યાથી ક્રોધ થવા લાગ્યો અને તેને લીધે બહાર હરવા ફરવામાં મન પરોવવા મંડયો. મારી ગુલ પણ રાતદિવસ દિલગીર

વિચારમાં પડી રહેતી અને ગમે તે કામ લઇ મન પરોવવા પ્રયત્ન કરતી. મારા જેવા અનેક પતિઓ પોતાના દોષે—પોતાના પૂર્વના અનિયમિત જીવનને લીધે પત્નીઓનાં જીવન નિસ્તેજ બનાવી દેતા હશે !

ગાઢા ધુમસના અંધકારમાં સામસામે આવતી બે રેલ્વે ટ્રેનો જેવું અમારું જીવન હતું. એકજ તોપને મોંએ અમારાં જીવન ટંગાયેલાં હતાં. અત્યાર સુધી મને ખબર નહોતી કે સ્નેહલગ્નવાળા દેશોમાં આવાં અનેક દુઃખી જોડાં હશે. સ્નેહલગ્નનો મોહ ન હોય ત્યાં દુઃખ નથી એમ નહિ, પણ તે જોડાંમાં તિરસ્કાર અભાવ–સતત હૃદયને બાળી નાખે એવો કંકાસ નથી હોતો. જેમ બુદ્ધિનો વિકાસ-જેમ સ્નેહ–સ્નેહ, અર્થ સમજ્યા વિના સ્નેહની બુમાબુમ ત્યાં થતાં સ્નેહલગ્નોમાં પરિણામે દુઃખ–આપઘાત, છૂટાછેડા—હૃદયભંગ વિના બીજું શું હોય ?

'મુંબાઇથી દૂરજ સારા' એમ માની ટેકરીઓ ઉપર ગામડાંમાં જીવન ગાળવા નિશ્ચય કર્યો હતો ત્યાં છોકરાંઓની કેળવણી માટે મુંબાઇ ગયા વિના ચાલે એમ નહોતું. મુંબાઈ! અને ઉત્સાહી પણ ધનહીન યુવાનોનાં લોહી પી શાન્ત થનાર રાક્ષસી મુંબાઈ! નિર્દોષ સરળ હૃદયનાં બાલક–બાલકીઓને ત્હારા ઝપાટામાં લઇ સેતાન બનાવનાર મુંબાઇ ! દોરીલોટાવાળાને મોટારકાર અને દ્રવ્યમાં આળોટાવનાર મુંબાઇ ! શાન્તિને ભ્રષ્ટ કરનાર અને જગતને ઉદ્ધારનાર વધારનાર–મુંબાઈ! અમે ત્યાં ન ગયાં હોત તો કેવું સારૂં ! ”

# [૧૪]

## શહેર



સુબઇનો મોહ રાખનાર મારા મિત્ર પ્રતિ
સુખચેન ભોગવું તે વર્ણવું મુંબાઇનાં
દેશની કમાણી કાંઇ નમાલી જણાણી તેથી
ધાઇ ધનરાશિ માટ આવીયો મુંબાઇમાં.

* * *

શાંત–અતિ શાંત ત્યાંની જીંદગી નિરાંત ભરી
તજી, ગ્રહી પ્રતિ પળે જીંદગી ઉચાટની
ટુંકડી કમાણી ખોઇ, ચિત્તની વિશ્રાન્તિ ખોઇ
ગ્રહી કાળ દાઢ પડી જીંદગી વિષાદની.

* * *

મોતને શરણ લેવું મોતને શરણ જાવું
મોતનુ શરણ જોવું સાધારણ વાતમાં.

* * *

પડોશમાં તફડતો દુઃખી જુએ તોય જરા
અરેરાટી છુટે નહિ અહીંના રહેવાસીને.

*  *  *

ચિત્તમાં રટણ માત્ર લક્ષ્મીના સ્વરૂપ તણું
ધ્યાન બીજું ઉદરનું ને પ્લેગના ઉંદરનું.

*  *  *

દેશનું નિવૃત્ત સુખ આંહીનું પ્રવૃત્તિસુખ
મેળવી જમા ઉધાર ખેંચતો હિસાબમાં.

જીવાભાઇ અ. પટેલ

આખરે અમારે હમેશને માટે—છોકરાંની કેળવણી માટે શહેરમાં જવું પડયું. મુંબાઇ જેવા શહેરમાં ચિન્તા અનેક પ્રવૃત્તિને લીધે વિસરાય છે. આવા શહેરમાં એક માણસ સો વર્ષ સુધી જીવે છતાં એટલાં વર્ષ ઘણાને મળવા જવાથી તેમને મન તો મુવેલો જ ભાસે એમાં નવાઇ નથી. દિવસ અને રાત્રિ જીવનની ધાંધલ ચાલતી હોવાથી ઘડીની નવરાશ મળતી નથી, શાન્તિ મળતી નથી; એટલે તમને સુખ છે કે દુઃખ તેનો વિચાર કરવાનો પણ સમય મળતો નથી. દરેકને પોતપોતાની જંજાળ એટલી બધી હોય છે કે બીજાની—પડોશી કોણ છે તેની પણ દરકાર રહેતી નથી. વેપારીઓને અમારા અણુજા પાકી અને નોકરિયાતને તહેવારના દિવસોમાંજ કાંઇક શાન્તિ હોય છે તો તે દિવસે હિસાબ કિતાબ કરવામાં, મળવા મૂકવામાં, ફરવા હરવામાં, નાટક ચેટકમાં, ભાષણમાં અને એવાં જ કામો એટલાં બધાં હોય છે કે 'રજા ઉઘડતે આટલું બાકી રહ્યું આવતી રજાએ વાત' એમ બાકી કાઢવી પડે છે. મુંબાઇ જેવા શહેરમાં સામાન્ય વર્ગના લોકોને કોઇ ધર્મગુરુની, ઉમરાવ કે રાજાની પધરામણી મહિનામાં હોય જ. ઉપલા વર્ગને યુરોપના

મહાન વક્તાનું ભાષણ, હિંદના જાહેર પુરુષના આગમનના મિલાવડા, સંસ્થાના વાર્ષિકોત્સવ કે સ્થાપના હોય જ. મુંબાઈના પ્રવૃત્તિમય જીવન–ચાલને લીધે વૈદ્ય–દાકતરને ત્યાં પણ જવાનું હોય જ; અથવા કોઇ સ્નેહી સબંધીને જોવા જવાનું પણ હોવું જોઇએ. આ બધી ધાંધળને લીધે અમારાં અંતરનાં દુઃખો સંભારવાનો સમય મળ્યો નહિ અને તેમાં મુંબાઇમાં જાથુકના રહેવા આવેલા હોવાથી થોડાક દિવસ તો બંગલો સાફસુફ કરાવવામાં, નવું ફર્નિચર વસાવવામાં, બાગની વ્યવસ્થા કરાવવામાં ગયા. હવે અમે લાનોલી, દેવલાલી, પંચગની કે બોરીવલી છોકરાંને રજા પડતી ત્યારેજ જતા.

એકાદ બે રજાઓ આમ ગાળી અને મુંબાઇના ઘોંઘાટ પછી ગામડાઓમાં બહુ આનંદ આવતો. શિયાળામાં રજા પડી. આ ફેરી અમે આબુ ગયા. ત્યાંથી આવ્યા પછી એક બનાવ બન્યો, જે બનાવથી અમારી ભવિષ્યની જીંદગી બરબાદ થઇ. ગુલની તબિયત સહજ બગડી અને દાકતરોએ સલાહ આપી કે હવે જો સુવાવડ આવશે તો જીંદગીનું જોખમ છે. દુષ્ટ દાકતરો સમજતા નહોતા કે સુધરેલી સોસાયટીમાં લગ્ન એટલે પશુવૃત્તિ. જૂના જમાનામાં પત્નીને સુવાવડ સમયે પિયર જવાનો રિવાજ હતો અને સુવાવડ પછી છ કે આઠ મહિને સાસરે આવતી. નવા જમાનામાં સ્નેહને નામે પતિ પત્ની વિખૂટાં રહી શકતાં નથી. સુધરેલા–કેળવાયેલા પતિને પત્ની વિના નથી ગમતું. સ્નેહને નામે વિષયવૃત્તિ ઉત્તેજિત કરે છે અને પત્નીનુ શરીર માતા થવાને–પયપાન કરાવવાને યોગ્ય છે–સશક્ત છે, એ જોતા નથી, જોવા માગતા નથી. સ્ત્રીની પોતાનું–ઉત્તમમાં ઉત્તમ–મોટામાં મોટું જ કાર્ય કરવા તેની ઇચ્છા છે–અનુકૂળતા છે કે નહિ તે જાણવાની જરૂર નથી એમ પુરૂષો માને છે અને પોતાની સ્ત્રીઓના ખૂની બને છે. આ અમારી

સુધરેલી સોસાયટીની સ્થિતિ છે. બે બાળકના વય વચ્ચે ત્રણ વર્ષનું અંતર ભાગ્યેજ જોવામાં આવે છે. દાક્તરો એમને મૂર્ખા લાગે એમાં નવાઈ નથી. વળી અંતરનો સ્નેહ નથી ત્યાં સ્ત્રીઓ માટે પુરૂષો બહુજ શંકાશીલ હોય છે. પોતે અનીતિમય જીવન ગાળેલું હોવાથી-પોતાનું મનોબળ ન હોવાથી પત્નીઓ—સ્ત્રીઓ ઉપર અવિશ્વાસ રાખે છે અને શંકા દૂર કરવાનું સાધન તેમને હંમેશાં બાલકને ઉછેરવાનાં કાર્યમાં રાખવાં એજ માને છે. આ બન્ને કારણથી દાક્તરોની સલાહ અમને માફક નથી આવતી અને મને તો નજ ગમી. મેં દાક્તરોને બહુજ સમજાવ્યા, પણ નિરર્થક. અમારાં કહેવાતાં સ્નેહલગ્નનો દંપતિધર્મ પણ ગયો અને દુઃખનો પાયો નંખાયો.

મહેનતુવર્ગ, મજૂરવર્ગને બાળકોની જરૂર છે; કારણ તેઓ જીવન નભાવવા, કુટુમ્બનો નિભાવ કરવા સાધનરૂપ થાય છે ત્યારે અમારા જેવા બેઠાખાઉને મોટા કુટુંબની-વધારે પ્રજાની શી જરૂર છે? જરૂર! જરૂર છે કે નહિ તેનો વિચારજ કોણ કરે છે? શામાટે કરવો! અમારી સોસાયટીજ એવી થઈ ગઇ છે. જનસમાજ-માં, મિલાવડામાં, ફરવા હરવામાં સ્ત્રીઓને બાલક વિઘ્નરૂપ થાય છે અને આમ માતા પિતા તરીકેની જવાબદારી સમજતા ન હોવાથી દર વર્ષે દરિદ્રતા ઉત્પન્ન કરીએ છીએ પણ આ બધા વિચાર કરવાનો અવકાશ નહોતો, ઇચ્છા નહોતી.

બે વર્ષ થઇ ગયાં. ગુલ ખરેખર ગુલબદન થઈ અને તેની સાથે મારામાં અદેખાઇ, ઇર્ષ્યા—વ્હેમનો જ્વાળામુખી ફાટયો. ગરીબ બિચારી ગુલનો શો વાંક? પરમેશ્વરે સૌંદર્ય આપ્યું, આરામ મળવા-થી ગયેલું સત્વ પાછું આવ્યું એટલે વળી ગુલ મોહક લાગી. ગુલ સામાન્ય સ્ત્રીઓ માફક પોતાનું કાર્ય કર્યે જતી. સ્નેહના—સ્નેહ—

લગ્નના વિચારો ન્હાનપણથી ઠસાવવામાં આવ્યા હોવાથી, આગળ પાછળના વાતાવરણ—સોસાયટીને લીધે અમૂક વિચારો દાખલ થયા હતા છતાં તે પવિત્ર હતી, સુધરેલા એટલે હરવા ફરવાની બોલવા ચાલવાની છૂટ હતી અને તેને અંગે ગમે તે પુરૂષ કે સ્ત્રીની સાથે બોલતી. પુરૂષને સ્ત્રીઓની પવિત્રતા માટે વિશ્વાસજ નથી. પોતે અનેક સ્ત્રીઓ સાથે વાત કરે પરન્તુ પોતાની સ્ત્રી બીજા પુરૂષ સાથે વાત કરે તે સુધરેલા પુરૂષને ન ગમે. પોતે નબળા એટલે સ્ત્રી ઉપર વિશ્વાસ નહિ. સ્નેહલગ્નના માનનારને સ્ત્રીના સ્નેહની ખાતરી નહિ. આ મારી સ્થિતિ હતી અને તેમાં હવે ગુલ મોહક—મજબૂત થઇ ત્યારે મારો વ્હેમ જાગૃત થયો. શંકાનો અગ્નિ પ્રકટયો ને ત્યાં બળતામાં ઘી હોમાયું.

## [૧૯]

## સિતાર

Timotheus, placed on high
   Amid the tuneful qire
With Flyihg fingers touched the lyre;
   The trembling notes ascend the sky;
And heavenly joys inspire.

*Dryden.*

આટલું કહેતાં કાવસજીનો ચહેરો એટલો ફરી ગયો હતો કે કાવસજી છે કે બીજું કોઇ તે કહી શકાય નહિ. ત્હેની આંખમાં ક્રોધ, ઇર્ષ્યા, તિરસ્કાર, નિરાશાની વૃત્તિઓ સ્પષ્ટ ફરતી દેખાતી હતી. ભવાં ચઢી ગયાં હતાં, નાકનાં નસકોરાં વિશાળ થયાં હતાં, ટુંકામાં કાવસજીનો ચહેરો વિક્રાળ થઈ ગયો હતો.

કાવસજી!—ત્હમે સમજ્યાને! ગુલ શરીરે ને રૂપે મોહક થતી હતી. છોકરાં ઉછેરવાની પીડા હતી. હરવા ફરવા મોજશોખ મારવા સ્વતંત્ર થઇ હતી. હવે છુટી હતી એટલે જ્યાં ત્યાં જઇ શકતી. ગુલને હવેજ દુનિયામાં આનંદ લાગ્યો—હવેજ જગત જોઇ શકી.

નવા નવા મોજશોખ માણવા મન થયું. છોકરાં સાચવવાનાં હતાં નહિ. રસોઇઓ, માણસો હોવાથી ઘરની દેખરેખ રાખવાની હતી નહિ અને વૃત્તિઓને ઉત્તેજિત કરે એવી અનેક ચોપડીઓ, વાર્તાઓ બહાર પડતી હતી પછી શું જોઇએ! 'જુવાની જવાની છે' એ વિચાર હોવાથી માણ્યું તેટલું ખરૂં અને જીવ્યા કરતાં જોયું ભલું એ સૂત્રો ખરાં લાગ્યાં. વાર્તાઓમાં—પુસ્તકોમાં—નાટકોની રંગભૂમિ ઉપર ન્હાનપણથી સ્નેહ—પ્રેમ—પ્યારના પડઘા કાન ઉપર પડ્યા હતા અને તેનું કાંક ભાન લગ્ન પછી થયું હતું. લગ્ન પહેલાં જે આશા હતી, જે આકર્ષણ હતું તે નષ્ટ થયું હતું.

સ્થાયી ક્યાંએ સુખ નવ મળે, સ્થાયી આશા ન ક્યાંએ;
રે સંધ્યાની સુરખીવત સૌ સ્નેહના રંગ ભાસે.
ને આશામાં મધુર સુખ તે તૃપ્તિમાં કેમ છે ના.

કલાપિ

લગ્ન થતાં—સ્નેહલગ્ન થતાં, અનુભવ થતાં, વર્ષો વીતતાં સ્નેહ શબ્દનો મોહ જતો રહ્યો. સ્નેહ—ખરો સ્નેહ હશે કે કેમ તે પ્રશ્ન થયો. તેની સાથે બાલકો ઉછેરવાની પીડા મટતાં સ્વતંત્ર હરવા ફરવાનું મળ્યું અને બન્ને રીતે ચિન્તા દૂર થઇ. ચિન્તા દૂર થતાં આનંદમય જીવન ગાળવું એજ ગુલના જીવનનો ઉદ્દેશ રહ્યો. ખાવું, પીવું, ફરવું, હરવું, ઓઢવું, પહેરવું એજ ખરો આનંદ—એજ જીવન એમ માનવા લાગી. આવી હજારો ગુલ સુધરેલી સમાજમાં મળે છે તો પછી મારી ગુલનો શો દોષ! પતિ તરફ—મારા તરફ સ્નેહ તો નહિ પણ કાંક આકર્ષણ—વૃત્તિ—લાગણી હતી. તે લાગણી પણ મારા વહેમ, મારી શંકાશીલવૃત્તિથી છુંદાઇ ગઈ હતી. ગુલ—ગરીબ બિચારી ગુલ મારી પાસે બીજા કોઇની વાત કરી શકતી નહિ. બહાર ફરવા હરવાનું કહી શકતી નહોતી; કારણ તરતજ તેમ કર-

વામાં કાંઈ ઉદ્દેશ હશે એમ માની હું વહેમાતો અને ગુલના ગુલ ચહેરા ઉપર શોકની છાયા છવાતી. અમારાં મન ઉંચાં થતાં અને જૂદા પડતાં ગુલ હવે છૂટી હતી–છૂટી હતી; દિવસ ને રાત એકલી રહેતી, રાત્રે બીજા ઓરડામાં સૂતી, ત્યાં વિચારમાં પડતી અને દુઃખી થતી. આનંદ કરવો, શી રીતે કરવો તેનાં સાધન ખોળતી. કોઇ ત્રીજું માણસ આવે અથવા મન રોકાય એવો બનાવ બને તેટલા માટે બહુ ઉત્સુક રહેતી. ઘણી વાર મને સંભળાવવા બીજાની સાથે વાત કરતાં કહેતી કે છોકરાંની પીડા સ્ત્રીઓએ માથે લેવીજ નહિ. છોકરાંને માટે સંસારનાં બીજાં સુખોનો ભોગ આપવો એ મૂર્ખાઈ છે અને જુવાની છે, શક્તિ છે, ત્યાં સુધી સંસારના આનંદ લઇ લેવા. બીજાં છોકરાં કાંઈ મોટાં થયાં હતાં. તેઓ અભ્યાસમાં, રમતગમતમાં દિવસો પસાર કરતાં, બીજાં માટે આયાઓ, નોકરો, શિક્ષકો રાખ્યા હતા. પછી ત્હેમની જંજાળ આપણે શા માટે જોઇએ! પતિ માટે તો હવે કાંઈ કરવાનુંજ નહોતું. પતિનો સહવાસ ઓછો રાખવા દાક્તરોની સલાહ હતી–એટલે ગુલનું સર્વ ધ્યાન આનંદ કરવામાં, શરીરસૌંદર્ય વધારવામાં–નવાં નવાં યંત્રોથી વાળનાં જુલ્ફાં રાખવામાં, નવી નવી ફેન્સી સાડીઓ, ચોળીઓ પહેરવામાં, શરીરના ઉઘાડા ભાગોને મોહક બનાવવામાં, યુરોપ અમેરિકામાં દર અઠવાડીયે ડ્રેસની કઇ ફેશન છે તે જાણવામાં ગુલનું એક ધ્યાન હતું.

એવામાં ગાન્ધર્વ મહાવિદ્યાલયના જલસામાંથી સંગીતનો શોખ લાગ્યો. નાનપણમાં નિશાળે જતી ત્યાં હાર્મોનિયમ શીખી હતી. વિલાયતની મ્યુઝીકની પરીક્ષામાં તેની બેનપણી જરને પેલું ઇનામ મળ્યું હતું. એટલામાં પંજાબનો જાણીતો સિત્તાર વગાડનાર આવી પહોંચ્યો. એક જાહેર જલસામાં ગુલે તેને સાંભળ્યો. ટીમોથીસને સિતાર વગાડતાં સાંભળી મહાન સિકંદર રાજ્યગાદી ઉપરથી ઉભો

થઇ ગયો હતો તેમ આ ઉસ્તાદે મુંબાઇની શોખીલી પ્રજાને મોહિત કરી હતી.

આ ઉસ્તાદની વાત આવતાં કાવસજીનું આખું શરીર ધ્રૂજવા લાગ્યું. જીભ અટકવા માંડી અને આખા શરીરમાં કાંઇ અદ્દભુત તારનો ઝણઝણાટ થવા માંડયો.

એટલે વહેમી પતિની નજરમાં ગુલ એવી લાગી. આ ઉસ્તાદને દરેક વાજીંત્ર વગાડતાં આવડતાં. વાદિત્ર ઉપર અંગ્રેજીમાં કહે છે તેમ રમતા એના હાથમાં વાદિત્ર જતાંજ માધવના માફક સાંભળનારને, કૃષ્ણની મોરલી ગોપીઓને કરતી તેમ સર્વનાં મન હરી લેતો. એવી એની કળા હતી. તે ધંધાધારી ગવૈયો કે વગાડનાર નહોતો. તેને જગતમાં સદ્દગૃહસ્થ કહેતા એટલે સોસાયટીમાં આવવા જવા છૂટ હતી. ઉત્તર હિંદુસ્તાનમાં

ઘરઘર ઢોલક ઘરઘર તાન

એટલે આ ઉસ્તાદજીને ગાયનનો કક્કો આવડયો; જ્યાં ઉંમર લાયક થયા ત્યાં પિતા પૈસા મૂકી મરી ગયા. સ્વતંત્રતા—પૈસો ને ગાયનનો શોખ એટલે ઉસ્તાદજી પ્રવીણ થયા. સદ્દગૃહસ્થ કુટુમ્બના એટલે 'કોન્સર્ટ' મિજલસ કરતા અને સુધરેલી સોસાયટીમાં માનીતા થઇ પડયા.



# [૨૦]

## પ્યારેબક્ષ

ફરે વીણા તેવાં હૃદય નયને અંગ કરતાં.

કલાપિ

ખરૂં પુછાવો તો ઉસ્તાદજી પ્યારેબક્ષના ખાનગી જીવનની મને બહુ માહિતી નહોતી. યુરોપ–અમેરિકામાં હિંદી સંગીતની ખુબી બતાવી હમણાંજ આવ્યા હતા. પશ્ચિમનો પ્રવાસ કર્યો હતો તોપણ મોગલાઇ ઠાઠ ગયો નહોતો. મુસલમાન અને યુરોપીયન ઘાટનો ખાખી રંગનો પાયજામો, ચેકના બુટ, ઓપન કોલરનો પણ મુસલમાની ઘાટનો લાંબો અનેક ઝીણાં બટનવાળો કોટ, માર્બલ કોલર, નેકટાઇ, તે સાથે એક ટેટના હીરાનું બટન અને પીન શોભી નીકળતી હતી. મૂછો અણીદાર રાખવા પોમેટમ અને વેક્ષનો ઉપયોગ કર્યો હતો, છેલ્લામાં છેલ્લી ફેશનના વાળ રાખ્યા હતા. ટર્કીશ ફૂમતાવાળી ટોપી સહેજ વાંકી આવી રહી હતી. મોં ઉપર–ચહેરા ઉપર ખીલ ન થાય એટલા માટે 'મીલ્ક ઓફ રોઝીસ'નો હંમેશ ઉપયોગ થતો. તે જ્યારે હસતો ત્યારે તેના દુધ જેવા ઉજળા દાંતની હારો સ્પષ્ટ દેખાતી ને સ્ત્રીઓ સાથે વાત કરતો

ત્યારે તેની મીઠી જબાન, તેના હાવભાવ અને તેની મોહક આંખો સ્ત્રીઓને ભમરીને પેઠે બણબણતી રાખવા સશક્ત થતી. પ્યારેબક્ષ ઉપર પારીસની સોસાયટીની જબરી અસર થઇ હતી. થોડું બોલવું—ક્યારે ફરીને બોલે એવી ઉત્કંઠા કરાવવી, એ સર્વ વીજળીના ચમકારાની માફક સર્વના હૃદયમાં અસર કરતાં.

આ પ્યારેબક્ષની અમારે મુલાકાત થઇ. મારો કેસ ચાલ્યો તેમાં એમ પૂરવાર થયું હતું કે આ ખૂન અદેખાઇને લીધે થયું હતું. પ્યારેબક્ષનો સંબંધ વખોડાયો, અને તેને લીધે ક્રોધમાં મેં ગુલનું ખુન કર્યું અને તેટલાજ માટે ફાંસી ન થતાં કેદની શિક્ષા થઇ. કોર્ટમાં ગમે તે પૂરવાર થયું પણ ગુલ પવિત્ર હતી, એ હું સારી પેઠે જાણું છું. અદેખાઇ કરતાં વહેમ એ ખુનનું કારણ હતું. મેં મારા બચાવ માટે મારી ગુલ પવિત્ર છે, આડો સંબંધ નહોતો એ વગેરે કહેવાતું હતું તે કહ્યું પણ કોર્ટે માન્યું નહિ. મરી ગયેલી પત્નીના દોષો ન કાઢવા—તેને પવિત્ર મનાવવા ફાંફાં છે એમ કોર્ટે માન્યું. પુરૂષોજ સ્ત્રીઓને, પવિત્ર સ્ત્રીઓને, પવિત્ર પુરૂષોને દોષિત ઠેરવે છે. સ્ત્રીઓ પવિત્ર હોયજ નહિ. એ અન્ય પુરૂષ સાથે બેસે ફરે કે થઇ રહ્યું. સ્ત્રીઓનાં મનોબળ મજબૂત થઇ શકેજ નહિ. સ્ત્રીઓની સંસ્થામાં—સ્ત્રીઓના સહવાસમાં પુરૂષ, ગમે તેવો પવિત્ર પુરૂષ હોય તો પણ સંબંધ ખરાબજ એમ માની તેવાં સ્ત્રીપુરૂષોની બદબોઈ કરનારી જનસમાજ મારી ગુલની પવિત્રતા ક્યાંથી સમજે! જગત-પુરૂષવર્ગ પોતાનાજ મનોબળથી અન્યના મનોબળની તુલના કરે છે.

જે સમયે અમારા બન્નેનાં હૃદયનો સંયોગ ઢીલો થયો હતો, જે સમય અમે બન્ને બહુ મળતાં નહોતાં, જે સમય ગુલની સર્વ વૃત્તિ આનંદ ભોગવવા તરફ હતી, જે સમયે મારા મનની પાશવ

વૃત્તિ પ્રબળ થઇ હતી તે સમયે પ્યારેબક્ષનો સંબંધ થયો એમાં પ્યારેબક્ષનો શો વાંક! પ્યારેબક્ષ ન હોત તો તેનો ભાઇ મળત. ત્રીજા માણસની જરૂરજ હતી ત્યાં પ્યારેબક્ષ આવી પહોંચ્યો. અદેખાઈ ન હોત તો બીજી વૃત્તિ થાત. સ્નેહલગ્ન-કહેવાતાં સ્નેહલગ્નમાં લગ્ન થતાં-લગ્નને પહેલે દિવસે-આનંદ માસમાં જેટલો ઉત્સાહ ઉમંગ આનંદ હોય છે તેથી એવડો નિરૂત્સાહ-શોક-પશ્ચાત્તાપ પછીથી થાય છે. અમારા જેવા લગ્નજીવન ગાળનારા અંતે છૂટા છેડા કરી, આપઘાત કરી, અધમ જીવન ગાળી અથવા એકાદનું ખૂન કરી કાંઇક શાન્તિ મેળવે છે. આમ સામાન્ય રીતે નથી થતું ત્યાં અસંતોષ, ક્લેશ, બહારનો ડોળજ હોય છે. મેં અનેક વાર આપઘાતની કોશીષ કરી હતી પણ નબળા મનના મનુષ્યોને આપઘાત કરવાની પણ હિમ્મત જોઇએ છીએ.



# [૨૧]

# ચિણગારી

"ન જાણ્યું જે શાથી વરવહુ અમે તો લડી પડયાં."

બ. ક. ઠાકોર.

અમારી સ્થિતિનો બરોબર ચિતાર આવે માટે મારે પુરેપુરી હકીકત કહેવી જોઇએ. અનેક સંસારીઓનું-પતિપત્નીઓનું જીવન જાય છે તેમ અમારૂં જીવન ચાલતું હતું; કંકાસનું કાંઇ કારણ ઉત્પન્ન થયું નહોતું. એક દિવસ બેઠાં હતાં. જુદી જુદી વાતો ચાલતાં છોકરાંના શિક્ષણ ઉપર વાત ચાલી. કોણ બોલ્યું અને શા શબ્દો વપરાયા તે મને સાંભરતું નથી; પણ તે ઉપરથી વાદવિવાદ-તકરાર -બોલાબોલી-મેણાટુણા શરૂ થયાં. 'હા, એ તો હું જાણતીજ હતી. મારૂં તમને પસંદજ પડતું નથી' 'ના હું એવું બોલ્યોજ નથી' 'શું ત્યારે જુઠું બોલુ છું?' આનંદવાતો બંધ પડી અને તે બદલે ક્રોધ-રીસ-તિરસ્કાર-અભાવ, 'ક્યાં પાનું પડયુ' એવી લાગણી થઈ.

તે દિવસે મને લાગ્યું કે હવે મારાથી દુઃખ સહન થઇ શકે

એમ નથી; કાં તો હું નહિ અથવા એ નહિ. બસ ગુલ હવે મને બિલકુલ ચાહતી નથી. તે મારાથી કંટાળી છે. તેના એક એક શબ્દમાં તિરસ્કાર, અભાવજ છે. જેમ અમારો કંકાસ લાંબો ચાલે છે તેમ અમારો ક્રોધ પણ લાંબો થાય છે. અત્યાર સુધી હું ચીડાતો નહોતો. હવે ચિડાવા લાગ્યો હતો. ચૂપ રહે! કહી સામો થતો. ગુલ ઓરડામાંથી નાસી જતી, છોકરાંને બોલાવતી. તે મને તરછોડી ચાલી જતી અને મને હલકો પાડવા કોઈક વેળા બોલી પણ જતી કે 'મેરાં! જો તારા બાપ મને મારે છે.' મોને કે જગસુને એકલાં બોલાવી મારો વાંક કાઢતી અને મરચું મીઠું ભભરાવતી એમ મને લાગતું. લડયા પછી કોક વેળા તે શુંઢ મુંઢ જેવી પડી રહેતી ત્યારે હું રીસમાં કહેતો કે 'તું તો ફ્તવા કરે છે, ઢોંગ કરે છે.' એના જવાબમાં ગુલ બોલતી 'હા—ઢોંગ! તમને તો બધો ઢોંગજ લાગે છે. મરી જઇશ તોએ ઢોંગ કરી પડી છે એમ લાગશે.' "મુઇ મરી જતી હોય તો પીડા ટળે" એ શબ્દ વાપરતાં મારા હૈયામાં ચીરા પડયા હતા. માથેરાનમાં ગુલની સાથે ચાંદનીમાં ફરતાં જે આનંદ મળ્યો હતો તે આનંદ કયાં ગયો? જગતમાં ગુલ જેવી સ્ત્રી નથી. ગુલ નહિ મળે તો રહેવાશે કેમ, એ થતું તે સઘળું કયાં ગયું? જે ગુલના હાથમાંથી જમીન ઉપર રૂમાલ પડતાં રખેને વાંકું વળવું પડે એમ માની હું ઉપાડી આપવા દોડતો તે ગુલને—મારી સ્નેહલગ્નની ગુલને—માટે તેને મોંએ આવા શબ્દો—ઘાતકી શબ્દો કેમ વાપરી શકયો? હું ગભરાયો ને મારા ઓરડામાં જઇ આરામખુરશીપર પડયો ને સીગાર કાઢી સળગાવી. મારા કાન ગુલની ઓરડી તરફ હતા. ગુલ બહાર જવાની તૈયારી કરતી હોય એમ લાગ્યું. હું એકદમ ઉઠયો, ગુલનો ઓરડો ઉઘાડયો ને પૂછ્યું—"કયાં જાય છે?" ઉત્તર ન મળ્યો. 'જહાનમમાં જા' કહી પાછો ફર્યો. મગજ ઘુમરાઇ ગયું હતું. શી રીતે દબાવવી, શી રીતે વેર લેવું એ વિચાર થયા કરતા હતા.

ગુલનો કાંટો શી રીતે કાઢવો ! વિચારમાં ને વિચારમાં બે ચાર સીગારનો ભૂકો કાઢ્યો. બસ ઉત્તર હિંદુસ્તાન જાઉં, અમેરિકા જાઉં—જાંઝીબાર જાઉં—કે યુરોપ જાઉં બસ એજ. ગુલની પીડા ટાળી જતો રહું, ને ત્યાં કોઇ બીજી સ્ત્રીની સાથે પ્યારમાં પડું. ગુલ મરી જાય તો છૂટું—છૂટાછેડા ન લેવાય ! સાળા કાયદાના કરનારા હજામ જેવાજ હોવા જોઇએ. અમેરીકા જેવા દેશમાં સહેજ વાતમાં છૂટાછેડા લેઈ શકાય છે. સાળુ અમારામાં તેમ થતું નથી. કેટલા વાગ્યા—કેટલો વખત ગયો, તેનું પણ મને ભાન રહ્યું નહિ. ઘરનો બીજો વ્યવહાર તો ચાલતો હતો. ચાહનો વખત થયો. ટેબલ ઉપર લુગડું પથરાયું. નોકર આવી 'બાઈ સાહેબ આવ્યા નથી તો ચાહનું શું કરવું છે ?' કહી ઉત્તર સાંભળવા ઉભી રહી. હું ઉભો થયો. બહાર છોકરાંના ઓરડા પાસે ગયો ત્યાં મેરાં ગભરાયેલે ચહેરે ઉભી હતી—ચાહ પીધો, સાંજ પડી—રાત પડવા આવી પણ ગુલ ગુમ થઇ—દેખાઇ નહિ. મારા હૃદયમાં બે લાગણી થતી હતી. ગુલ આવતા નથી તેથી મને ત્રાસ છૂટે છે ને બીજું છોકરાં ગભરાય છે—એ તો મોડી વહેલી આવશે. પણ—ન—આવી તો ફૂવો હવાડો કરશે તો—હવે ખોળવી ક્યાં ! "મારી સ્ત્રી દેખી !" એ પ્રશ્ન પૂછતા ક્યાં જવું ! કેટલી શરમની વાત ! ભોગ એના. એને જાતે દુઃખી થવું હોય તો ભલે થાય તેમાં હું શું કરીશ. એની બેનને ઘેર ગઇ હશે ! ત્યાં ન હોય તો વખત છે મરી...

રાતના અગીઆર—બાર વાગ્યા. એક—બે થયા. પથારી પાસે જઈ શક્યો નહિ. ઘરમાં આંટા માર્યા કર્યા—પચીસવાર બારીએ જોયું. સહેજ ખખડાટ થાય કે બારણું ઉઘાડતો, ચોપડીઓ વાંચવામાં—લખવામાં—ગાવામાં મન પરોવવા વિચાર કર્યો પણ કાંઇજ સૂઝ પડી નહિ. મારી હિંમત રહી નહિ—ક્યાં જવું ? ક્યાં શોધવા ! શું થયું હશે ! એજ વિચારે મુંઝાયો—પથારીમાં પડ્યો ને સહેજ આંખ મળી. વહાણું વાયું—ચાકરો મુંગા મૂંગા ઘરમાં ફરતા હતા, કામ કરતા

હતાં. છોકરાં બિચારાં બીકથી મને કહી શકતાં નહોતાં અને મા માટે તડફડિયાં મારતાં હતાં. છેવટે બપોરના બાર વાગે ગુલની બેન બંચુબાઇ આવી.

બંચુબાઇ-"ગુલનો જીવ આજે ઠેકાણે નથી. શું થયું છે ?"

"કાંઈ નહિ. બધો વાંક ગુલનોજ છે. મેં કાંઇજ કહ્યું નથી. હું મનાવવા આવવાનો નથી. છૂટા છેડા માટે અરજી કરવી હોય તો કરે. પીડા મટે."

મારી સાળી કાંઇજ સમજી નહિ ને એમ ને એમ ચાલી ગઇ. છોકરાં ગભરાતાંજ ઉભાં હતાં-હું તો મારા ઓરડામાં જઇ સીગાર સળગાવી પીવા લાગ્યો. એકાદ બે પગ લઇ બધી ચિન્તા વિસરી ગયો. સાંજના ચારના સુમારે ગુલ આવી. ઠેકાણે આવી એમ ધારી હું બોલ્યો-તારે લીધેજ આ બધું થયું. તેંજ મને ચીડવ્યો.

ગુલ—"હું કંઈ ખુલાસો કરવા કે લેવા આવી નથી. હવે આપણે સાથે રહી શકીએ એમ લાગતું નથી. હું મારાં છોકરાંને લઈ જવા આવી છું."

"સાથે ન રહી શકીએ તેમાં તારોજ વાંક છે. મારો નહિ"

ગુલ—"મારે કાંઇ સાંભળવું નથી."

'આ ફજેતા શા' એમ બોલતાં ગુલ યદ્વાતદ્વા બોલી ઉઠી. તેણે ઓરડામાં જઇ અંદરથી સાંકળ વાસી. મેં બારણાં ઠેલ્યાં પણ ઉત્તર ન મળ્યો. રીસમાં ને રીસમાં હું ચાલ્યો ગયો. અડધા કલાક પછી મેરાં રોતી રોતી મારી પાસે આવી. "બાવાજી ! શું છે ? માયજી કેમ બોલતાં નથી ?"

હું ને મેરાં ગુલના તરફ ગયાં-બારણાં હચમચાવ્યાં ને બારણાં જોરથી ઉઘાડયાં. ગુલ બહારથી આવી હતી તેના તે વેશમાં પથારીમાં

ઉંધે માથે પડી હતી. પાસે નાની ત્રીપાઈ ઉપર 'લૅાડેનમ'ની (અફી-ણના અર્કની) શીશી પડી હતી–શીશીનો બુચ હેઠળ પડયો હતો અને શીશી ખાલી પડી હતી. મેરાં તો ગુલને બાઝી પડી રોઈ –ગુલને માંડમાંડ ઠેકાણે આણી અને અમે બન્ને પાછાં મનાઈ ગયાં; બહારથી મનાયાં–અંતર્ એક તો નજ થયાં.

એકએકને જોતાંજ નયન મળતાં–હૃદય ઉછળતાં નહોતાં–એક એકના સહવાસમાં ઓછાં આવીએ તો ઠીક એમ થતું હતું; પરંતુ અમારાં લગ્ન–સ્નેહલગ્ન હતાં. જગત એમ જાણતું કે એ દંપતિ છે તો પછી જગતની ખાતર ફજેતીની બીકે ઘણાં કુટુંબોમાં બને છે તેમ ઢાંકપીછોડો કરવાની જરૂર હતી અને અમે તેમ કર્યું અને અમારી જીવનહોડી વળી હલેસાં ખાતી ચાલી. આવા કલહો–કંકાસો મહિનામાં એક વાર–અઠવાડીઆમાં એકવાર અથવા કોઇ કોઇવાર દહાડામાં ચારવાર થતા અને કારણો–પરિણામો એવાં ને એવાંજ. એક દિવસ તો મેં ઘરનો ત્યાગ કરવા નિશ્ચય કર્યો, પણ મનોબળ ન હોવાથી રસ્તામાંથી પાછો આવ્યો. આખા જીવનમાં મનોબળ ન બતાવ્યું હોય તે આવે વખતે કયાંથી બતાવે.

આ અમારૂં નિત્યજીવન હતું–આ અમારા સ્નેહની પૂર્ણાહુતિ ચાલતી હતી ત્યાં પ્યારેબક્ષનાં પગલાં થયાં. પ્યારેબક્ષ ખરાબ હતો; હશે, પણ અમારા જેવો તો નહિંજ.

# [૨૨]

# ઝેરી સાપ

Look like the innocent flower
But be the surpent under it.

*Mecbath.*

હતી જ્યાં વસ્લની ખ્વાહીશ મળ્યું ત્યાં ઝહેરનું પ્યાલું.

કલાપિ

જ્યારે અમે મુંબાઇ છોકરાંની કેળવણી માટે રહેવા ગયાં ત્યારે પ્યારેબક્ષનું નામ મુંબાઇમાં ઠેરઠેર જાણીતું હતું, અને તેજ અરસામાં પ્યારેબક્ષ એક દિવસ મારે ત્યાં આવ્યો. પ્યારેબક્ષ મારો ગાઢો મિત્ર હોય તેમ મારી સાથે વાતો કરવા લાગ્યો, પણ મને કોણ જાણે કેમ તેના ઉપર સ્વાભાવિક રીતે અભાવ હોવાથી હું તેની વાત ઉપર પૂરતું ધ્યાન આપતો નહિ. તેની શીકલ ઉપરથી, તેની વાતચીત ઉપરથી હું તરત સમજી ગયો કે પ્યારેબક્ષ એક સેતાન હોવો જોઇએ. એક લોકરતાન નહિ પણ સદ્‌ગૃહસ્થના લેબાશમાં સેતાન. મને એને જોઇનેજ કાંઇ કાંઇ થઇ ગયું. પ્યારેબક્ષના ચહેરા-

માં કાંઇ હોય, એની વાણીમાં હોય અથવા ગમે તે કારણ હોય પણ એના તરફ મારો અભાવ છતાં હું તેને દૂર કરી શક્યો નહિ. સૌથી સારો રસ્તો એજ. હતો કે એની સાથે થોડી વાર વાત કરી સાહેબજી કરી પતાવવું હતું, પરંતુ હું તો એની જોડે દિલરૂબા-સિતાર વગેરેની વાતો કરવા લાગ્યો. પ્યારેબક્ષને તેમાં આનંદ પડતો હતો. મને આવડે છે એટલું કહી હું બેસી ન રહ્યો પણ મારી ગુલને પણ હાર્મોનિયમ દિલરૂબા આવડે છે ને સિતાર શરૂ કર્યો છે એમ કહ્યું.

મારો વહેમી સ્વભાવ હું જાણતો હતો, પણ તે વહેમી તરીકે નહિ પણ ખરૂંજ કહું છું-ખરૂંજ જોઉં છું એમ પ્યારેબક્ષ ઉપર તિરસ્કાર હતો છતાં પ્યારેબક્ષની વાતો મને ગમી અને ઉત્સાહમાં ને ઉત્સાહમાં મેં ગુલને બોલાવી. પ્યારેબક્ષની ઓળખાણ કરાવી. ગુલ સિતારની શોખી હતી અને પ્યારેબક્ષ સિતારના ઉસ્તાદ હતા એટલે હવે ગમે તેવા લેભાગુ પાસે શીખવા કરતાં આવા ઉસ્તાદજી પાસે સિતાર શીખવાનો પ્રસંગ આવ્યો તેથી ગુલ ખુશ થઇ; તેની આંખો વિકાસ પામી અને હૃદય આનંદથી ઉછળવા લાગ્યું. પ્યારેબક્ષને જોઈ ગુલે તરતજ મારી તરફ જોયું અને મારી અનુમતિ લેતી હોય-મને વાંધો તો નથી એમ પૂછતી હોય એમ મારા સામું જોઈ રહી. પ્યારેબક્ષ સેતાન છે એટલે ગુલને માટે મને વહેમ ઉત્પન્ન થયો. આવા વહેમ હજારો પતિઓને થાય છે. પોતાનાં મન નબળાં એટલે સ્ત્રીઓનાં મન નબળાં માને છે અને ગમે તે પુરૂષ સાથે વાત કરતાં પોતાની સ્ત્રીને જોઇ શકતા નથી; તેમાં વળી કાંક ઉંચાં મન હોય તો થઇ રહ્યું. સ્ત્રીઓનાં મન પુરૂષ કરતાં વધારે મજબૂત -દૃઢ હોય છે પરંતુ તે વાત પુરૂષો માની શકતા નથી. પ્યારેબક્ષ સાથે કાંઇ પણ સંબંધ ન રાખવા મેં ગુલને કહ્યું. મુંબાઇની સોસાયટીમાં વખણાયેલા પ્યારેબક્ષને ના કહેવી એટલે સોસાયટીમાંથી

મારો બહિષ્કારજ થાય. ગુલ–મારી સ્નેહલગ્નની ગુલની પવિત્રતા ઉપર વિશ્વાસ હતો એટલા માટે નહિ પણ સોસાયટીની બીકે મેં ગુલને મંજુરી આપી. જનસમાજમાં–સુધરેલી સોસાયટીમાં–બને છે તેમ ઢોંગ ચાલ્યા. હૃદયમાં કાંઇપણ લાગણી ન હોય છતાં 'હું દિલગીર છું' આપણે કેટલી વાર બોલીએ છીએ! તેજ પ્રમાણે અમે કર્યું. 'તમારો પરિચય પડવાથી હું બહુજ ખુશી થયો છું' એમ મેં પ્યારેબક્ષને કહ્યું. પ્યારેબક્ષ જેવા સોસાઇટીમાં ફરતા સેતાન સદ્‌ગૃહસ્થો સ્ત્રીઓની સાથે વાત કરવામાં એક્કા હોય છે અને તેમની વાતોમાં રસ પડતો ન હોય છતાં વાતમાં તલ્લીન થયા છે એમ દેખાડવા સદા તતપર રહે છે. પ્યારેબક્ષ પણ તેજ પ્રમાણે ગુલ સામે જોવા લાગ્યો અને તેની વાતમાં રસપૂર્ણ ભાગ લેવા મંડયો. ગુલ અમારી લડાઇઓના પરિણામે હમેશાં ત્રીજા માણસ માટે તલપતી હતી અને પ્યારેબક્ષની ઓળખાણ થઈ, તે દ્વારા સિતાર શીખવામાં અને તેમાં વખત ગાળવાનો પ્રસંગ આવ્યો માની આનંદ પામી હતી; અને તેથી પ્યારેબક્ષ સાથે સંગીતની–સિતારની વાતો હસીને કરતી હતી. હું બેઠો બેઠો પ્યારેબક્ષના ચાળા–તેની વિષયી આંખો અને સેતાનના જેવું હસવું જોતો હતો. ગુલને આનંદથી વાત કરતી જોઇ મારા હૃદયમાં વૈર–ઈર્ષા–શંકાનો કીડો જોર કરવા લાગ્યો–મારૂં મગજ તપી ગયું–હૃદયના ધબકારા સ્પષ્ટ સંભળાવા લાગ્યા અને શરીરમાં ધ્રૂજારો શરૂ થયો. બન્ને નિર્દોષ હતાં. ગુલ તો નિર્દોષ હતીજ, છતાં મને બન્ને દોષિત લાગ્યાં અને ગુલ ઉપર અત્યંત ક્રોધ ચડયો. વચમાં વચમાં બન્ને જણાં મને વાતમાં ભેળવતાં અને હું સળગતો. થોડીક વારે પ્યારેબક્ષ ઉભો થયો–નીચા વળી –સ્મિત હાસ્ય કરી ગુલની રજા માગી અને મારી સાથે શેકહેન્ડ કરી. આ પળ મને બરાબર સાંભરે છે. પ્યારેબક્ષમાં–એના સંગીતમાં–એના ચહેરામાં અને એના વર્તનમાં કોઈ અજબ મોહિની હતી

એટલે બીજીવાર ન આવશો એમ કહેતાં જીભ ઉપડી નહિ. કાંઇજ ન બોલ્યો હોત તો કેવું સારૂં! એથી ઉલટું ગુલ તરફ જોઈ મેં એને સ્પષ્ટ જણાવ્યું કે હું જરાયે વહેમાયો નથી અને મેં જાતે પ્યારેબક્ષને તેજ સાંજે સિતાર લઈ આવવા અને ગુલની સાથે વગાડવા આમંત્રણ આપ્યું. આ આમંત્રણ આપતો જોઇ ગુલ વિસ્મય પામી અને આ આમંત્રણથી આનંદ પામવાને બદલે ભવિષ્યમાં મોટું દુઃખ આવી પડશે, એમ સમજી ત્રાસી અને વચમાં બોલી ઉઠી: "આજ મને ઠીક નથી. મને સિતાર આવડતો નથી. હું ગાઇ શકીશ નહિ" આ કારણો મેં નકામાં ગણ્યાં–પ્યારેબક્ષને ફરીને કહ્યું અને પ્યારેબક્ષ ગયો. પ્યારેબક્ષની પૂંઠ તરફ જોઇજ રહ્યો. ઘરમાંથી ભયંકર ઝેરી સાપ ગયો હોય તેવી શાન્તિ મારા હૃદયમાં થઇ છતાં એને લીધેજ થઇ એમ મેં માન્યું નહિ. એ તો અમસ્તું. હું એવી તદબીર કરીશ કે એની મેળે અહીં આવતો ઓછો થશે. મારે એનાથી શામાટે બીવું? શું હું એટલો નામર્દ છું?

સાંજ પડી—આઠ વાગ્યા ને પ્યારેબક્ષ વખતસર આવ્યો. મેં ગુલને તાણ કરી બોલાવી અને બન્નેને સિતાર શરૂ કરવા કહ્યું. શરૂઆતમાં મજા ન આવી કારણ ગુલ બીતી બીતી વગાડતી હતી. તેના હૃદયમાં કાંઇ કાંઇ ભાવો થતા હતા અને પ્યારેબક્ષની સાથે પહેલવહેલોજ સંબંધ હતો. હું બન્નેને સમજાવવા લાગ્યો. ગુલને હિંમત રાખવા ધીરેથી વગાડવા કહ્યું. સિતાર હાથમાં લઇ મેં વગાડયો, મેં એકાદ બે રાગ સૂચવ્યા, ત્યારપછી પ્યારેબક્ષ એકલાએજ એકાદ બે ચીજ ગાઇ. એ ગાતાંની સાથે જાદુઇ અસર થઇ. પ્યારેબક્ષ ખરેખર ઉસ્તાદ હતો અને તેના કંઠની મધુરતા, તેના આલાપ અને સિતાર વગાડવાની કળા એટલી તો મોહક હતી કે અમે–હું ને ગુલ તો સ્તબ્ધજ થઇ ગયાં. પ્યારેબક્ષ ગુલની સિતાર વગાડવાની રીત—ગાવાની ઢબનાં વખાણ કરવા લાગ્યો ને થોડા

દિવસની 'પ્રેકટીસ'થી ગુલ હુંશિયાર થશે એમ કહ્યું. ગુલને અસલથીજ સંગીતનો, ગાયનનો, સિતારનો શોખ હતો. ઘરની જંજાળ અને અમારા કંકાસ પછી નિર્દોષ આનંદ સંગીતમાં લાગ્યો અને તે સાધન મળ્યું એટલે આનંદ થાય એમાં નવાઇ નથી. મને શંકા—અદેખાઇ થવી શરૂ થઇ ગઇ હતી છતાં મેં પ્યારેબક્ષનાં વખાણ કર્યાં; ગુલને શિખી લેવા આગ્રહ કર્યો. પ્યારેબક્ષ ગુલની સામે જોતો ત્યારે તો મને એમજ લાગતું કે આ સેતાન છે અને માત્ર પ્રસંગ ખોળી ગાઢ પરિચયમાં આવવા આતુર છે. ગુલ ઉપર—સ્ત્રીઓ ઉપર—તેમની સાથેના લાંબા પરિચય પછી પણ વિશ્વાસ હોત તો આ શંકા આવવી ન જોઇએ: પરંતુ આપણેજ દોષિત છીએ. રસ્તામાં, રેલ્વેમાં, પાર્ટીઓમાં અનેક યુવતીઓ—સુંદરીઓને આપણે જોઇએ છીએ. એમને જોઇ અમારા જેવા ઘણાને ઘણા તર્ક-વિતર્ક થાય છે એટલે મને અનુભવ હતો અને તેથીજ પ્યારેબક્ષ ગુલ તરફ જુવે તે મને રૂચિકર નહોતું. અધુરામાં પુરૂં હું જાણતો હતો, કે હું ને ગુલ બહુ મળતાં નથી. અમને એક બીજાના સહવાસમાં આનંદ પડવા બદલે કલેશ જણાય છે અને પ્યારેબક્ષની બોલવાની ગાવાની છટા ઓરજ હતી. તેનો ચહેરો મોહક હતો. તેનો વેશ પણ તેવો હતો અને ગુલને આનંદ પડયો હતો. પોતાનાં અંતરનાં દુઃખો વિસરી જવાનું સાધન મળ્યું માનીનેજ આનંદમાં હશે; પણ મારા વહેમને લીધે, શંકાને લીધે, મારા જાતિ—અનુભવને લીધે હું તો એમજ સમજ્યો કે પ્યારેબક્ષે મોહ લગાડયો છે અને એ માન્યતાને લીધે હું બહુ દુઃખી થયો. મારો વહેમ, મારી અદેખાઇ એજ મારાં દુઃખનું કારણ હતું. મેં ગુલને ના કહી હોત, પ્યારેબક્ષને આવકાર ન આપ્યો હોત તો! ના, પણ તે કેમ બને? સભ્યતા ન કહેવાય! જે પ્યારેબક્ષને મુંબાઇના મહાન લોકો ઉંચી સોસાયટીમાં માન આપે, પાર્ટીઓ આપે તે પ્યારેબક્ષ, વિના સ્વાર્થે—

પાઇ પણ લીધા વિના, મારે ત્યાં આવે–ગુલને સિતારની તાલીમ આપવા કબૂલ કરે ને બે ગાયન સંભળાવે તેને ના કેમ કહેવાય! જાહેર હિંમત–મનોબળના અભાવે આવાં અનેક દુઃખો સુધરેલા જમાનામાં ભોગવવાં પડે છે. આ કેમ થાય! ખોટું દેખાય એ બીકે અનેક વિટંબનાઓ ભોગવવી પડે છે. પૈસા ન હોય તોપણ ખર્ચો કરવાં પડે છે. હું પણ સુધરેલી સોસાયટીમાંનો એક હતો ને દુઃખ ભોગવ્યાં. આથીજ પ્યારેબક્ષ તરફ વધારે સભ્ય થયો–વધારે આગ્રહ કરવા લાગ્યો. મનમાં ઘણું થતું પણ કહીજ શકતો નહિ. 'તમે જે વાદિત્ર લો છો તે બહુ સારી રીતે વગાડો છો? ખરેખર! ગાયન તો તમારે મન રમત છે' એમ કહેતો. સિતાર હું ઉઠીને આપતો. હાર્મોનિયમ હું ઉઘાડી આપતો, ગાયન હું શોધી આપતો. ગુલ–ગરીબ ગુલ પોતાના દુઃખવિસ્મૃતિના સાધન સિવાય કાંઇ જોતી નહિ છતાં હું તો બીજોજ અર્થ લેતો. પ્યારેબક્ષના સહવાસથી હૃદય બળતું હતું. છતાં સારૂં કહેવડાવવા–સભ્ય દેખાવા મેં રવીવારે આવવા પ્યારેબક્ષને આગ્રહ કર્યો અને તે દિવસે બેચાર દોસ્તોને બોલાવવા ઠરાવ કર્યો.

બે દિવસ પછી સાંજે એક મિત્ર સાથે વાતો કરતો કરતો ઘેર આવ્યો. ઘરમાં દાખલ થતાં ડ્રૉઇંગરૂમમાં પેસતાંજ હૃદય ધબકવા લાગ્યું. છાતી ઉપર અધમણનો ભાર હોય એમ થયું. આ શાથી થાય છે તેનું કારણ સમજ્યો નહિ. બહુ વિચાર કર્યો પણ નિરર્થક. મારા પોતાના ઓરડામાં ગયો. ત્યાં આરામખુરશી ઉપર પડ્યો ને લમણે હાથ નાખી પડ્યો રહ્યો. ત્યાં પાછું હૃદય ગભરાયું, ઉઠ્યો, પાછો ડ્રૉઇંગરૂમમાં ગયો ને ત્યાં ખાત્રી થઇ–શાન્તિ થઇ. ના, શાન્તિ તો હમેશને માટે ગઇ હતી. ખરેખર જોતાં ગભરાટ, શંકા, વહેમ, વૈરની લાગણી જાગ્રત થઇ. ડ્રૉઇંગરૂમના ખુણામાં કોચ ઉપર એક 'ઓવર કોટ' પડ્યો હતો. 'ઓવર કોટ' પ્યારેબક્ષ

ઓવરકોટ પ્યારેબક્ષ હોય, મારો દુશ્મન હોય, ઝેરી સાપ હોય તેમ હું બીન્યો, ત્રાસ્યો અને હાય સત્યાનાશ વાળ્યું એમ થયું. વહેમી ભરથારો—શંકાશીલ પતિઓ જેણે પોતાનાં જીવનો અન્ય સ્ત્રીઓની ટીકા કરવામાં, અનીતિમાં ગાળ્યાં છે અને જેઓ સ્નેહલગ્નને નામે વિષયવૃત્તિથીજ લગ્નમાં ફસાયા હોય છે તેઓ મારી પેઠેજ વહેમાય છે. આખા શરીરમાં કંપારી શરૂ થઇ. ભર્તૃહરિને પિંગલા માટે જે લાગણી થઇ હતી તે લાગણી કરતાં પણ મારી લાગણી વધારે તીવ્ર હતી. ભર્તૃહરિ પવિત્ર હતો. પિંગલા અપવિત્ર હતી. ગુલ પવિત્ર હતી, હું અપવિત્ર હતો; એટલે હું કોઇ વસ્તુ—કોઇ સ્ત્રી પવિત્ર જોઈ શકતો નહિ. વહેમી પતિઓ પડોશી નોકરો—છોકરાં મારફતે પોતાની ગેરહાજરીમાં પત્ની શું કરે છે તેની તપાસ રાખે છે અને જ્યાં પત્ની પવિત્ર હોય છે ત્યાં આથી ફજેતી સિવાય બીજું કાંઇ પરિણામ આવતું નથી. મેં એકદમ નોકરને બોલાવ્યો અને પ્યારેબક્ષ આવ્યો હતો કે કેમ તે પૂછ્યું. ‘હા.’ એ શબ્દ કાને પડતાંજ હું ધસ્યો. પાસેના ઓરડામાં મેરાં નિશાળનું લેસન વાંચતી હતી. આયા મારા નાના બચ્ચાને રમાડતી બેઠી હતી. આગલા ઓરડામાં ગયો ત્યાં દિલરૂબાનો અવાજ સંભળાયો. વળી અવાજ બંધ થયો, ને ધીમી ધીમી વાતો થતી હતી. ગુલે કહ્યું, “ના એટલુજ નહિં.” પાછો દિલરૂબાનો અવાજ નીકળ્યો ને મ્હને એમ લાગ્યું કે કોઇ સાંભળે નહિ માટેજ દિલરૂબા વગાડવામાં આવતું હતું. હે પ્રભુ ! આ વખત મારી સ્થિતિ કેવી થઈ ? મારા હૃદયમાં શું થયું હશે ! હાય ! હાય ! સેતાન ક્ષારનો આવ્યો હશે ! કેવા કેવા કુતર્કો કર્યા હશે ! સેતાનને પુરો કરૂં ! ગુલને મારૂં ! મારી દયાજનક સ્થિતિ થઇ ગઇ. હાય ! હાય બેશરમ ગુલ ! બેશરમ સેતાન ! છોકરાં—આયા પાસે છે તેની પણ શરમ ન પડી ! મારૂં નાક કાપી નાખ્યું. હવે સંસારમાં રહીને શું કરવું !

હવે મારાથી સહન થતું નથી. બસ એજ. આયા—વૃદ્ધ આયા મ્હારા મનની લાગણી સમજી હોય એમ લાગ્યું અને ચૂપ રહેવા કહેતી હોય એમ ભાસ્યું. અંદર જાઉં ન જાઉં થયું. બસ જવુંજ, કહી દાખલ થયો. પ્યારેબક્ષે દિલરૂબા લીધો હતો ને ગુલના હાથમાં સિતાર હતો. ગુલ એક ખૂણામ હતી. પ્યારેબક્ષ સામેના કોચમાં બેઠો હતો. ગુલ ને પ્યારેબક્ષ પાસેજ બેઠાં હોવાં જોઇએ, ને હમણાંજ દૂર બેઠાં હશે એમ મારા શંકાશીલ હૃદયને લાગ્યું. તેમનું ઓસડ શું? ઓરડામાં દાખલ થતાં મને ગુલે જોયો અને મારો ચહેરો જોતાં મ્હારા હૃદયની વૃત્તિઓ ગુલ સમજી અને બળતામાં ઘી હોમાયું છે એમ એને લાગ્યું. પરંતુ બચાવ કરવો એટલે ગુન્હેગાર છું એમ કબુલ કરવું લાગે અથવા ત્રીજા માણસની હાજરીમાં ફજેતી કરવી યોગ્ય નહિ માની મૂંગી રહી, પણ મને તો એમજ લાગ્યું કે એ પકડાઇ છે એટલે શું બોલી શકે?

આખરે ગુલ બોલી: "તમે આવ્યા તે જોઇ હું બહુ ખુશી થઈ છું અને રવીવારે કયું ગાયન ગાવું તે અમે નક્કી કર્યું નથી. પ્યારેબક્ષ અમુક ગાયન કહેતા હતા. મેં કહ્યું કે 'ના, એટલુંજ નહિ' પણ બીજું જોઇશે."

ગુલ મારી સાથે એકલી હોય છે ત્યારે આવા સ્નેહથી કેમ વાત કરતી નથી એમ મને લાગ્યું. 'અમે' નક્કી કર્યું નથી. અમે એટલે ગુલ અને પ્યારેબક્ષ—ગુલ ને પ્યારેબક્ષ 'અમે' થયાં. પ્યારેબક્ષના નામ સાથે ગુલનું નામ! બસ. વળી હૃદયમાં અગ્નિ સળગ્યો. મેં પ્યારેબક્ષ સાથે સભ્યતા ખાતર શેકહેન્ડ કરી ને પ્યારેબક્ષ બોલ્યો. રવિવાર વાસ્તે ગાયન તૈયાર કરતાં હતાં. કયું ગાયન ગાવું તે નક્કી કરી શક્યાં નથી. કોઇ જૂની રાગરાગણી ગાવી ઠીક કે નવા કવિઓનાં કાવ્યોમાંથી ગાવું? પ્યારેબક્ષ એવી રીતે બોલતો હતો કે તેનું હૃદય ચોખ્ખું હોય, ગુલનું વર્તન એવું હતું કે પવિત્ર

હોય. પરંતુ કમળાવાળો પીળુંજ દેખે તેમ હું સર્વત્ર ઢોંગ—ખટપટ—કાવાદાવાજ દેખતો.

અમારા જેવા સ્નેહલગ્નમાં—જ્યાં પોતાનાજ જીવન ઉપરથી સ્ત્રીઓની પરીક્ષા થાય છે; જ્યાં પાશવ વૃત્તિનુંજ જોર હોય છે, જ્યાં સ્ત્રીઓ ઉપર સ્નેહ નથી, વિશ્વાસ નથી ત્યાં સ્ત્રીને અન્ય પુરૂષ સાથે વાત કરતાં જોઈ શંકા આવવાનીજ. સુધરેલી સમાજમાં આવી શંકા લાવવી હોય તો બહેતર છે કે સ્ત્રીઓને જનાનામાં રાખો. સોસાયટીમાં ફરવું હોય ને વિશ્વાસ ન હોય ત્યારે શંકાશીલ સ્વભાવથી તમે દુઃખીજ થવાના. પુરૂષ દાકતરો સ્ત્રીઓ સાથે વાત કરવાના, પાર્ટીઓમાં—મિલાવડામાં સ્ત્રીઓ પોતાના—પતિના ઓળખીતા સાથે શેકહેન્ડ કરવાનીજ—વાતો કરવાનીજ. સ્ત્રીસુધારણા વગેરે હેતુવાળી સંસ્થાઓની કાર્યવાહીમાં પુરૂષ મંત્રીઓ સાથે ફરવાની—મળવાની. આવા પ્રસંગો આવવાના ત્યારે આ સ્ત્રીઓના પતિ વહેમી હોય; સ્ત્રીઓની પવિત્રતા માટે પોતાનાજ અનુભવથી વિચાર બાંધી શંકાશીલ રહે તો દોષ કોનો ! હિંમત રાખી તેમને એવામાં ભાગ ન લેવા દો. ઘરમાં રાખો—તે તો કીર્તિલોભે વખાણવવા—સોસાયટીમાં સુધરેલાં ગણાવા ન થાય તો પછી નિર્દોષ સ્ત્રીઓ ઉપર અણવિશ્વાસ રાખી શા માટે દુઃખી થાવ છો ! સ્નેહલગ્નજ હોય તો પછી તમારો સ્નેહ આવોજ !

ગુલને સિતાર શીખવવો. ઠીક; સોસાયટીમાં ગુલને સિતાર આવડે છે એમ માન મેળવવા મરજી થઇ ત્યારે સિતાર શીખેજ, ને તે શીખવા અમુક વખત કાઢવોજ જોઇએ. હાર્મોનિયમ ઉપર દિલરૂબા કે સિતાર માટે સહજ પાસે બેસવાની જરૂર પણ પડે તો પછી શંકા શા માટે લાવવી ? એવું હોય તો સ્ત્રી ઉસ્તાદ લાવો ! ના, તે વખતે વહેમ આવે છે એમ કબૂલ થતું નથી. સોસાયટીની ટીકાથી ડરો છો, તો પછી પરિણામ ભોગવો. ગાયન—સંગીતને નામે જગ-

તમાં ઘણાં અનિષ્ટ પરિણામો આવે છે એ વાત ખરી છે, પરંતુ તેના કારણ પુરૂષ અને સ્ત્રીનો સહવાસજ છે એમ નહિ. સ્ત્રીઓનાં, પુરૂષોનાં મનોબળજ—નીતિબળજ નબળાં હોય છે અને સ્નેહલગ્નને નામે ફારસ થાય છે તેટલા માટેજ. જો આત્માને ઓળખી લગ્ન કર્યાં હોય—આત્માને ઓળખતાં શીખતાં હોય, પ્રભુને સમજતાં હોય, અને નાનપણથી બન્નેનાં નીતિબળ દૃઢ કરવા યત્ન થયો હોય તો પછી આવી શંકા, આવો ભય ઉત્પન્ન થવાનું કારણજ નથી. એમ હોય તો તો સ્ત્રીઓ વધારે મનોબળ દાખવી શકે છે.

ઓરડામાં દાખલ થયો, પ્યારેબક્ષની સાથે શેકહેન્ડ કરી છતાં પ્યારેબક્ષ જાય તો ઠીક, હવે ન આવે તો ઠીક, એને હાંકી કાઢું એમ થયા કરતું હતું. પરંતુ પાણીથી ભરેલી શીશી એકદમ ઉંધી વાળીએ ને પાણી નીકળે નહિ તેમ મારૂં હૃદય થયું હતું. હું કાંઇજ બોલી શક્યો નહિ અને ઉલટું "તમે ગોઠવતાં હતાં તેમાં વિઘ્નરૂપ તો નથી થયો ને! તમે જે ગાયન પસંદ કરશો તે સારૂંજ હશે' એમ સભ્યતા ખાતર બોલ્યો. છેવટે એક ગાયન સંભળાવવા આગ્રહ કર્યો. ગુલે દિલરૂબા લીધું, મેં હાર્મોનિયમ લીધું ને પ્યારેબક્ષે સિતાર સાથે નીચેનું ગાયન લલકાર્યું:

નાચે રસભીનો અલબેલો આવી રંગમાં રે,
શ્યામા સંગમાં રે—નાચે૦

વીજળી વ્યોમ છટાથી તરે છે,
ઘોર ઘાટ ઘનશોર કરે છે;
જોબન જોર ભરે છે એના અંગમાં રે.
શ્યામા સંગમાં રે—નાચે૦

હર્ષપ્રિયા નિરખી પિયુ પામે,
લોચન લોચન માંહિ વિરામ;
પ્રેમ પરસ્પર જામે પૂર્ણ પ્રસંગમાં રે.
શ્યામા સંગમાં રે—નાચે૦

રાગ પ્રસન્ન મનોહર ઘેરો,
હારક, નાજુક ઠેલડી ફેરો;
કરતો વિવશ નમેરો છેક અનંગમાં રે.
શ્યામા સંગમાં રે—નાચે૦

દષ્ટ ઉડે ચરણો પ્રિય પાસે,
મોહ કરે મધુરૂં મુખ હાસે;
ધસતો ભાસે વીર કુશલ રતિ જંગમાં રે,
શ્યામા સંગમાં રે—નાચે૦

પિચ્છ પ્રદેશ જલે છવરાયો,
ગર્જનનું કરી પાન ધરાયો;
ચાલી હવે પ્રિયપાસ ભરાયો સંગમાં રે.
શ્યામા સંગમાં રે—નાચે૦

**મણિશંકર રત્નજી ભટ્ટ.**

ગાયનનો અર્થ—ગાયનની ઢબ,—ગાયનનો સૂર, પ્યારેબક્ષનો કંઠ,—સિતારની ઝમક, દિલરૂબાનો નાદ સર્વ મોહક હતું. ગાયનનો અર્થ ધ્યાનમાં લેતાં ગુલ અને પ્યારેબક્ષની તલ્લીનતા જોઇ મારૂં—હૃદય કંપ્યું, વ્હેમ—શંકા ચ્હડી બેઠી, અને રાણા ભૂપસિંહના દરબારમાં ગણિકા અબ જાને દે, અબ જાને દે ગાતી હતી અને ઘણાના મનમાં થયું હતું કે જો રાંડ જતી હોય તો તેમ મને પણ 'ધરાયો' હોય તેમ અહીંથી એમ થયું. પણ ઉંચી સોસાયટીના માનિતા પ્યારેબક્ષનું અપમાન થાયજ કેમ ! 'વાહ બહુ આનંદ થયો' કહી પ્યારેબક્ષનાં વખાણ કર્યાં ને તેના કોમળ નાજુક હાથ સાથે શેક-હેન્ડ કરી, મારા સુખનો—મારા ઘરનો નાશ કરનારને સ્નેહથી—બાહ્યસ્નેહથી વળાવ્યો.

## [૨૩]

## ડંખ

It biteth like a serpent and stingeth like an adder.

*Old Testament.*

તે આખો દિવસ મેં ગુલને બોલાવી નહિ, હું બોલી શક્યોજ નહિ. ગુલને જોતાંજ પ્યારેઅલ્લ સાંભરતો અને એટલો ક્રોધ, તિરસ્કાર આવતો કે રખેને મારાથી તેનું ખૂન થાય એમ બીક લાગતી. રાત્રે ખાણા વખતે ગુલ હમેશના રિવાજ મુજબ પાસે બેઠી; અમે રોજની માફકજ જમતાં હતાં પણ તે દિવસે મારૂં મન ઠેકાણે નહોતું. મારે થોડા દિવસમાં સુરત કાંઇ જાહેર કામના પ્રસંગે જવું હતું તે ગુલ જાણતી હતી. ખાતાં ખાતાં ગુલે પૂછ્યું: "તમારે સુરત ક્યારે જવું છે?"

મેં તારીખ કહી.

"કંઇ સાથે લઇ જવાનો સામાન તૈયાર કરવાનો છે?"

હું મૂંગોજ રહ્યો અને ખાઇને મારા ઓરડામાં જઈ ખુરશીમાં પડયો. હમણાં કેટલાક દિવસથી ગુલ મારા ઓરડામાં આવતી

નહોતી ને તેમાં રાતે તો નહિજ. કોણ જાણે ક્યાંથી તેનાં પગલાં સાંભળ્યાં અને મારા મનમાં ભયંકર વિચારો આવ્યા. બસ એજ.

'દગલબાજ દોનું નમે ચિત્તા ચોર કમાન' પોતાનો વાંક છે, પોતે કલંકિત છે એટલે મને મનવવા, મને ભોળવવા સ્ત્રીચરિત્ર કરવા મારી પાસે આવે છે એમ મને લાગ્યું. હું કાંઇ ભોળવાઉં એવો માણસ નથી. એ ભલે આવે એમ કરી બેઠો. આ વખતે મારા હૃદયમાં ક્રોધ–વૈરની તીવ્ર લાગણી હતી. પગલાં પાસે ને પાસે આવતાં ગયાં; ના ના, અહીં નહિ આવે. બીજા ઓરડામાં જતી હશે. બેઠો હતો તેજ ઓરડાનાં બારણાં ખખડયાં ને બારસાખ ઉપર નાજુક ખૂબસુરત અને થાકી ગયેલી ગુલ ઉભી રહી. તેના ચહેરા ઉપરથી ભય–ત્રાસ છુપાવતી હોય એમ મને લાગ્યું. ગુલ–મારી નજ-રમાં પાપી ગુલને જોતાં મારાં સર્વ ગાત્ર ઢીલાં થયાં. ક્રોધ–વૈર–નિરાશા–જગતની નિઃસારતા દૂર કરવા સીગારેટ લીધી ને ધુમાડાના ગોટાને બીજા ગોટાથી દૂર કરવામાં મન રોકયું ત્યાં ગુલ બોલી:

"કાવસ ! આ શું ! હું તમને મળવા આવી છું ને તમે તો સીગાર પીધા કરો છો !"

ગુલ મારી પાસેનીજ ખુરશી ઉપર બેઠી અને મારે ખભે હાથ નાખ્યો. ગરીબ ગુલ, નિર્દોષ ગુલ, પવિત્ર ગુલ પવિત્ર હતી. સ્નેહ નહિ તો આકર્ષણથી–સહવાસથી ઉપજતી લાગણીથી તે આવી હતી, લગ્ન પહેલાં અને લગ્ન પછી ઘણી વાર અમે આમ સાથે સાથે બેસતાં અને આનંદ કરતાં પરંતુ મારૂં મન શંકાશીલ હતું એટલે તો હું આ સઘળો ઢોંગ સ્ત્રીચરિત્રજ છે એમ માનતો અને એ માન્યતાને લીધે ગુલનું તે દિવસનું વર્તન મારા અંગે અંગમાં વૈર–ક્રોધ ઉત્પન્ન કરવા બસ હતું. જે ગુલનો સ્પર્શ આખા શરીરમાં શાન્તિ પ્રસારતો, જે ગુલના સ્પર્શથી હૃદયમાં–અન્તરમાં કંઇ કંઇ

થઇ જતું તેજ ગુલને જોતાં કાળો નાગ આવ્યો હોય તેમ તેનો સ્પર્શ તે નાગનો ડંખ હોય એમ તે દિવસે લાગ્યું અને હું આઘો ખસી ગયો. ગુલ સમજી ગઇ ને બોલી ઉઠી :

"કાવસ! કાવસ! આહા શું કરે છે! આવતા રવીવારે પ્યારેબક્ષ સાથે સિતાર વગાડવાની છું તે તમને નથી ગમતું?"

'મને નથી ગમતું? કોણે કહ્યું?'

'કહે કોણ! છુપાવો છો શું કામ, અંતે જણાયા વિના રહે!'

'તારી નજર ઉંડી લાગે છે. હશે, તને આબરૂ ક્યાં વહાલી છે?'

"કાવસ! જો, તમે ગમે તેમ બોલશો તે નહિ ફાવે. એમ હોય તો હું ચાલી જાઉં!"

'ચાલી જા, જતી હોય તો. પણ યાદ રાખજે કે કુટુમ્બની, આબરૂની તને કિંમત નથી પણ મને તો બહુ છે. તું ગમે તો જહાનમમાં જા.'

'પણ તમે શું કહો છો તેજ હું સમજતી નથી.'

'પરમેશ્વર ખાતર તું જા.'

ગુલ ખસી નહિ—ગુલ સમજીજ નહોતી કે ઢોંગ કરતી હતી એના વિચારમાં પડયો, ગુલને માઠું લાગ્યું અને મીજાજ ખોયો. પોતાના શુદ્ધ વર્તન–પવિત્રતા ઉપર હુમલો થાય ને કઇ સ્ત્રી મિજાજ ન ખુવે!

ગુલ–"હમણાં હમણાંનો તમારો સ્વભાવ તદ્દન બગડી ગયો છે. તે દિવસે મારી બહેનને પણ ન બોલવાના શબ્દ કહ્યા હતા." "ગુલનું એ કહેવું તદ્દન ખરૂં હતું. બોલ્યા પછી હું પણ પસ્તાયો હતો. પણ આજ તો એ લાગણીજ નહોતી."

"શું મારૂં અપમાન થાય, મારા સુખનો નાશ કરવામાં આવે, મારી આબરૂની ધૂળધાણી કરવામાં આવે ને પાછો મારે

ટપકો સાંભળવાનો રહ્યો કે!" આટલું બોલતાં મને વૈરની લાગણી એટલી બધી થઇ આવી કે હું બેબાકળો થઇ ગયો અને વૈર દર્શાવવા રસ્તો ખોળવા લાગ્યો. હું એકદમ ફ્રધ્ધો–કૂદતાંની સાથેજ હું શું કરૂં છું તેનું ભાન થયું. જરા ખંચકાયો. પણ ના; ઠીક છે. બીવડાવવાની જરૂર છે એમ લાગ્યું ને પાછી વૈરની લાગણી વધી ને શું કરૂં છું તે સમજાયું નહિ.

મેં ગુલનો હાથ પકડી કહ્યું 'જાય છે કે નહિ! આજ હું તારૂં ખૂન કરીશ.' ગુલ જરા પણ ખસી નહિ. મેં કાંડુ પકડી દૂર ફગોટી.

ગુલ–"કાવસ! શાંત થાઓ."

એક ત્રાડ મારી ક્રોધથી મેં કહ્યું 'ચાલની'

ક્રોધ વધી ગયો અને તે ક્રોધ વર્તનમાં બતાવવા તીવ્ર લાગણી થઇ. ગુલને મારવા–મારી નાખવા ઉશ્કેરાયો પણ મન પાછું હઠયું. પાછું જોયું, ટેબલ ઉપરથી પેપરવેઇટ લીધું અને ગુલના તરફ ફેંક્યું. પેપરવેટ ગુલના પગે અથડાયું. ગુલ હઠી બહાર જવા તૈયાર થઇ ત્યાં પાછળ કેન્ડલસ્ટેન્ડ, ખડિયો ફેંક્યો. ગુલ ગઇ.

કલાક પછી નોકરે દોડતાં આવી ખબર કરી કે બાઇ સાહેબને કાંઇ થયું છે. બોલતાંચાલતાં નથી. બેભાન થઈ ગયાં છે. હું ગયો ને જોઉં છું તો ગુલ રોઇ રોઈ બેભાન થઇ ગઈ હતી, આખું શરીર ધ્રૂજતું હતું. ગુલ–નિર્દોષ પવિત્ર ગુલ, ફતવા નહોતી કરતી. તે ખરેખર માંદી હતી. દાક્તરને બોલાવ્યો અને આખી રાત હું સારવાર કરતો બેસી રહ્યો. સવારે શાન્તિ થઇ. અમે બન્ને પણ જગતને ભયે, જે મૃત્યુ માગતાં હતાં–લાવવા ધારતાં હતાં તે ...શાન્ત થયાં. બીજે દિવસે વધારે શાન્ત થયા પછી મેં ગુલને કહ્યું કે પ્યારેબક્ષની અદેખાઈજ આવી હતી. ગુલ સાંભળી હસી

પડી. ગુલને આવા વિચારનો એટલે સુધી વહેમ ગયો હશે તેનો ખ્યાલજ નહોતો અને તેમાં જ હસી. પણ મને તો એમ લાગ્યું કે મારી લાગણીની તેને દરકારજ નથી અને મને હલકો લેખી હસી કાઢયો.

ગુલ—"કાવસ ! કાવસ ! તું ગાંડો કેમ થયો છે ? પ્યારેઅક્ષમાં શું બળ્યું છે ! ને હોય તોએ શું ? એની પાસેની ગાયનવિદ્યા શીખવા સિવાય બીજો શો હેતુ હોય ! પણ તમને વહેમ હોય ! તમને દુઃખ થતું હોય, આપણો સંસાર સારો નિભતો હોય, તો તેનું મોં પણ કદિ નહિ જોઉં, એ વચન આપું. રવિવારે મિજલસ બંધ રાખું. ચીઠી લખો કે ગુલની તબિયત ઠીક નથી એટલે મિજલસ બંધ રહેશે. મને લાગે છે તે એટલુંજ કે આ ઓળખાણમાં મારે માટે તમને વહેમ આવ્યો જ કેમ ? બીજાને પણ આવે જ કેમ ? એ વિચારથીજ—મારે માટે એવા હલકા અભિપ્રાયથી જ મને ત્રાસ છૂટે છે."

ગુલનું કહેવું અક્ષરશઃ સત્ય હતું, તે જૂઠું બોલતી નહોતી. આ શબ્દો હૃદયના હતા અને તે શબ્દોથી પોતાનો બચાવ કરી પ્યારેઅક્ષ માટેનો તિરસ્કાર દર્શાવ્યો. ગુલે તો બચાવ કર્યો, પણ તે બચાવ અંતઃકરણનો છે એમ માનવું મારા હાથમાં હતું ને મારાથી મનાય જ કેમ ? સિતાર ! સિતારના શોખે મને પાયમાલ કરી નાખ્યો. રવિવારે પ્યારેઅક્ષને આવવા મેં કહ્યું હતું, મિજલસ મેં બોલાવી હતી. ગુલ વગાડશે એમ મેં જાહેર કર્યું હતું, શું તે બધું બંધ કરૂં ? સોસાયટીમાં મારે માટે શા અભિપ્રાય બંધાય ! ગુલનું કહ્યું માની મિજલસજ બંધ રાખી હત તો કેવું સારૂં ! તો તો એ દુનિયામાં કામ કર્યું હત, કરે તો સર્વત્ર આનંદ થાય: પણ તેનું વજન બહુ છે. રવિવારે મિજલસ થઇ, પ્યારેઅક્ષ આવ્યો ને

**સિતારનો શોખ જગમાં જણાયો.**

## [૨૪]
## રવિવાર

---

Peoples say music elevates true soul. Nonsense; falsehood. It exrcises an influence, a frightful influence-I speak for myself-but not of an enobbling kind. It neither ennobles nor degrades; it excites. —*Anon.*

ડોળ, દમામ વિનાનું જીવનજ નકામું છે. ડોળ કોણ નથી રાખતું! દેખાવ કોને ગમતો નથી! દેખાવ, ડોળ, ભપકો, આડંબર ન હત તો જીવનજ શુષ્ક લાગત. શણગાર, ઉપભોગની વસ્તુઓ હોતજ નહિ. હું પણ જગમાંનો એક હતો એટલે મેં પણ રવિવારને માટે પૂર્ણ તૈયારી કરી હતી. પ્રથમ ગંજાવર ખર્ચે પાર્ટી અને ત્યાર પછી સંગીતનો જલસો. નવીમાં નવી ફ્રેશનનાં કાર્ડો મોકલ્યાં હતાં અને નવીમાં નવી ફ્રેશનની વસ્તુઓ આણી હતી. મુંબાઈની મ્હોટામાં મ્હોટી ને સારામાં સારી રેસ્ટૉરાંના માલેકને સ્વાદિષ્ઠ મિજબાનીની વસ્તુઓ માટે જાતે ઓર્ડર આપી આવ્યો હતો. કોને કોને નોતરવા તેની યાદી મેં હાથે કરી હતી. સાંજના ૭ થતાં મહેમાનોની

ગાડીઓ, મોટરકારો, ટેક્સીકેબ આવવા લાગી; એક એક ગાડી બીજીને ઝપકામાં ટપી જાય એમ હતી; તેમાં બેસનારી સુંદરીના પોષાક મોહક વેશ જોતાં જોનારા ઘડી સ્તબ્ધ થઇ જતા હતા. સઘળા મહેમાનો આવી ગયા ને છેલ્લે ખાસ મોટોરકારમાં અમારા ઉસ્તાદજી પ્યારેબક્ષ આવી પહોંચ્યા. આજનો એમનો પોશાક આકર્ષક હતો. ખમીસનું હીરાનું બટન અને નેકટાઇની મોતીની પીન દૂરથી તેજ મારતાં હતાં. આજની સભામાં પ્યારેબક્ષ મુખ્ય હતા. એમના ગાયને, એમના સિતારના તારે, એમની મોહક વાણીએ, એમના સુંદર હાસ્યયુક્ત ચહેરાએ મુંબાઇની ફેશનેબલ સોસાયટીને ગાંડી કરી હતી. પ્યારેબક્ષે ઘણાની સાથે શેકહેન્ડ કરી. સ્ત્રીઓ સાથે તો વાત કરતો ત્યારે બે ઘડી જોવાનું મન થાય એમ તેની છટા હતી. ખરેખર પ્યારેબક્ષનો વેશ, તેનું વર્તન, તેની રીતભાત જોતાં મને ગુલનું કહેવું ખરૂં લાગ્યું. પ્યારેબક્ષની સાથે છૂટથી વાત કરવા કોઇ સભ્ય સ્ત્રી તો ઇચ્છા ન કરે. ગુલની કરેલી ખાત્રીથી એટલુંજ નહિ પણ અદેખાઇ, નાહકની અદેખાઇના બહુ દુઃખો ભોગવ્યાં હતાં માટે અદેખાઇ કરવી મૂકી દેવા ઠરાવ કર્યો.

આમ છતાં પાર્ટીમાં આદિથી તે અંત સુધી ગુલની સાથે પ્યારેબક્ષની સાથે વાત કરવી મ્હને ગમતી નહિ. મ્હારે મનથી તે બન્ને દોષિત હતાં. હું મહેમાનો સાથે બોલતો, ત્હેમને ખાવાના ટેબલ ઉપર લઈ જતો, ગાયનની ગામની બહારની વાતો કરતો, પણ મ્હારી આંખ તો પ્યારેબક્ષ અને ગુલના ઉપરજ હતી. અચાનક, અકસ્માતજ ગુલની આંખ પ્યારેબક્ષ તરફ જતી તોપણ મ્હારા મનથી તો ત્હેનો અવળોજ અર્થ મનાતો. ખાવાનું કામ પતી ગયું ને ગાવાનું મોટું કાર્ય શરૂ થવાની રાહ જોવાવા લાગી. ગાયન, પ્યારેબક્ષનું ગાયન સાથે ગુલના ગાયનથીજ મહેમાનો, મિત્રો આકર્ષાયાં હતાં. પ્યારેબક્ષે અંદરથી સિતાર આણ્યો, સિતાર ઉપર

ગુલના હાથનું ભરેલું 'કવર' હતું. પ્યારેબક્ષનું તે દિવસનું વર્તન મ્હને બરાબર યાદ છે. પ્યારેબક્ષ સિતારના તાર મેળવવા લાગ્યો. ગુલના શરીરમાં, હૃદયમાં નવું જોમ આવ્યું હતું છતાં આજના દિવસમાં જય મળશે કે નહિ ત્હેની ત્હેને ભીતિ હતી. ગુલે પહેલાં હાર્મોનિયમ ઉઘાડ્યું, ઉસ્તાદજીએ દિલરૂબા લેવા કહ્યું ને દિલરૂબા પેટીમાંથી કાઢ્યું. નાજુક હાથની નાજુક આંગળીએ, મૃદુ તારના મીઠા અવાજ નીકળવા લાગ્યા, સૂર મેળવવામાં આવ્યો, મળ્યા ને ગુલે દિલરૂબા વગાડવાનો ગજ હાથમાં લીધો. સિતાર, દિલરૂબાનો મેળ આવ્યો. ગુલ અને પ્યારેબક્ષની આંખ એક થઇ, હૃદયના તાર પણ મળ્યા એમ મ્હને લાગ્યું. બન્ને વચ્ચે કાંઇક વાત થઇ, કયું ગાયન ગાવું એ પૂછાયું હશે પણ મ્હારા હૃદયમાં તો અગ્નિ પ્રજળતો હતો, સૂર નીકળ્યા ને નીચેનું પદ પ્યારેબક્ષે ઉપાડ્યું:—

રતી જુદાઇ નહીં, રસિલિ રહિ જુદાઇ નહીં (૨)
ભેદભાવ ટળિ જતાં (૨)—
અહા! મધુર, મોહન રસ સુખ પ્રદ એકતા જહીં. રહી૦
તો તું લજવાય શાને! સખી શરમાય શાને,
વદન કમળ રસિલું મોહન શું નમાવિ આ રહી? રહી૦
નિચાં શાં નેણ ઢાળે? કાં તુ કતરાતિ ભાલે?
દૃષ્ટિથી! હો હરિણી નયની! મધુર વરણી રસની ઝરણી
શું વહી.
પાટલ કપોલ લાલી, ખિલેલી કયાં હો ચાલી.
ગઇ ચમેલી ફુલ ફિકાશ શિ પ્રિય પ્રાણ! ચંદ્રહાસ શી
થઇ! રહી૦
તું, અધર પાંખડી સ્ફુરે, તથાપિ કાંત ઝરે
વચન! અમૃત બિન્દુ દયિતે! મધુરી સુખ સિંધુથી
અહિં—રહી

કોમળ સુભુજલતાથી, ભિડે ન તું બાથ શાથી !
હરિ હરિ ! અશરણ હું, શરણ ગ્રહણ કોનું કરૂં જઇ ! રહી૦*

ગાયનના ભાવે, ગાયનની મીઠાશે, ગાનારની ખુબીએ, વગાડનારની કલાએ સાંભળનારનાં હૃદય હરી લીધાં. સર્વત્ર શાન્તિ ફેલાઇ પણ હૈયામાં અનેક લાગણીઓ—તીવ્ર વૃત્તિઓ ઉત્પન્ન થઇ. સંગીત, ખરેખર સંગીત ભયંકર કલા છે ! એની જે અસર થાય છે તે શા માટે થતી હશે ! લોકોનું એવું કહેવું છે કે સંગીતથી આત્મા ઉન્નત બને છે. તદ્દન ખોટું. ત્હેની તો જાદુઇ ભયંકર અસર થાય છે અને હું મારા પોતાના અનુભવથી કહું છું કે ત્હેની અસર ઉન્નત બનાવવાની નથી. પણ સંગીત લાગણીઓને ઉશ્કેરે છે એ વાત ખરી. સંગીત ભાન ભૂલાવે છે, પોતે ક્યાં છે, શું છે, શું કરે છે તે સર્વ સંગીતથી વિસરાઈ જવાય છે. બીજાને બગાસું આવે અને આપણને બગાસાં આવે તેમ સંગીતનું છે; કાવ્ય બનાવનારની આનંદજનક સ્થિતિમાં આપણે આવી જઇએ છીએ અને લેખકની ઉર્મિ સાથે, ત્હેના આત્મા સાથે આપણી ઉર્મિ—આપણો આત્મા એક થાય છે. રણમાં રણવાદ્ય વાગે છે ને શૂરવીરોનાં લોહી ઉકળે છે ને ત્યાં સંગીતનો અંત આવે છે. નૃત્યમાં સંગીતની સાથે નાચનારના હાથ પગને ગતિ મળે છે અને સંગીતનો હેતુ પાર પડે છે. વાદી વાંસળી વગાડે છે ને સુસ્ત નાગને જાગૃત કરી ડોલાવતાં સંગીત સાર્થક થાય છે; કૃષ્ણની બંસરી વાગતાં ગોપીઓનાં મન ખેંચાય છે અને બંસરીના સ્વરસ પ્રમાણ થાય છે; ભક્તજનના ઢોલક, વીણાના નાદ સાથે ત્હેનાં હૃદય પરમાત્મા સાથે લીન થાય છે અને સંગીતનો ઉદ્દેશ સચવાય છે. પરંતુ સંગીતનો એક પ્રકાર કેળવણી ઉશ્કેરવાનો હોગ છે. લાગણી ઉશ્કેરાય છે ને તે સ્થિતિમાં શું કરવું ! શું પરિણામ આવશે તે સમજાતું નથી. આવે વખતે સંગીતની બહુજ

માઠી અસર થાય છે અને તેવા સંગીતને ભયંકર ગણવામાં આવે છે.

ચીનમાં સંગીતકલા રાજ્યની સત્તા નીચે છે, અને એમજ હોવું જોઇએ. શું સંગીતની કલાથી, હેના ઉપર પૂર્ણ કાબુ મેળવી તે દ્વારા પુરુષ, સ્ત્રી કે બાલકના ચિત્તને મોહમાં નાખવા, હેને ગાંડા બનાવવાની સત્તા એમ ને એમ આપી દેવી જોઇએ? આવી કલા, પોતાની કલાથી બીજાના ઉપર જાદુઇ અસર થાય એવી કલા અનીતિવાન્ સ્ત્રીપુરુષ પાસે હોય તે રાજ્ય જોઇ શકે! રહેવા દેવી જોઇએ? આ કલા ખરેખર વશીકરણ વિદ્યા, મેસ્મેરીઝમ, હીપનોટીઝમ, યોગવિદ્યા કરતાં પણ ભયંકર છે.

પાટલ, કપોલ લાલી! તું અધર પાંખડી સ્ફુરે કોમળ સુ ભુજલતાથી—

વગેરે પ્યારેખક્ષ જેવા ઉસ્તાદ, ગાયનના શોખી ગાય, વગાડે અને સ્ત્રીપુરુષો, વક્ષસ્થળ જેનાં ઉઘાડાં હોય, અર્ધ ઉઘાડાં હોય, યુવાવસ્થાનાં પૂર હોય તેવી સ્ત્રીઓ વચ્ચે ગવાય, ગાનારને—ગીત માટે—ભાવ માટે અભિવંદન અપાય, શાબાશી અપાય તે શું યોગ્ય છે? સંગીતનો આવો ઉપયોગ જાહેર મિલાવડામાં ન થવો જોઇએ. અમુક કાર્ય થવુંજ જોઇએ એમ હોય એવી અસર કરાવવાની જરૂરજ હોય ત્યાં તે જાતનું સંગીત થવા દેવું; પરંતુ સંગીતથી જે વૃત્તિ ઉશ્કેરાતી હોય તે ઉશ્કેરણીની જરૂર ન હોય તે વૃત્તિ ઉશ્કેરાવવાનું સ્થાન ન હોય–પાત્ર ન હોય ત્યાં એવાં ઉત્તેજક સંગીતોથી માત્ર શક્તિનો દુરૂપયોગ–કલાનો અધ:પાત થાય છે, મારા ઉપર તો ઉપલા સંગીતે અજબ અસર કરી. મારા હૃદયમાં જે વૃત્તિઓ જાગ્રત નહોતી, જે ભાષાનું ઉદ્દીપન થયું નહોતું, જે લાગણીઓનો મને અભ્યાસ નહોતો તે વૃત્તિઓ, તે ભાવો તે લાગણીઓ જાગ્રત થઇ અને કંઇક નવાજ ભાવો હૃદયને મથવા લાગ્યા. કોણ જાણે કેમ હું કાંઇક શાન્ત થયો, સુખી થયો હોઉં

એમ લાગ્યું. ઇર્ષ્યા અદેખાઇની વૃત્તિ થોડીક વાર તો નાબુદ થઇ. પ્યારેઅક્ષ—ગુલને જોતાં નવીનજ ભાવો થયા અને ખરેખર, હું નવીજ દુનિયામાં હોઉં એમ લાગ્યું.

ગુલે ગાયન ઉપાડયું ને પ્યારેબક્ષના સિતારે હદ વાળી; પ્યારેબક્ષના સિતારના ઝણેઝણાટ સાથે ગુલના કોમળ સૂર સાથે સર્વની આંખો હૃદય લાગતાં ઝોલાં ખાતાં હતાં. મૂળ તો ગુલ સુંદર હતી તેમાં હાથમાં, વીણા હોવાથી તદ્રૂપ સરસ્વતી દેવી, સંગીત દેવી આવી હોય એમ લાગ્યું.

ખીનની મીંડ મીડીમાં એ છે છેક ગળી ગઇ
દીપે અંગો ન્હાનાં હૃદયમય કે તનમયશાં
લતાશા ડોલે છે કટિ ઉપરના સૌ અવયવો
અહા! કાળી ઝુલે કમર ઉપર વાળ સઘળા
દિસે તારા જેવાં ચકચકિત શાં સ્નિગ્ધ નયનો.
મળી છે શું આંહીં જગત પરની સઉ મધુરતા!
અહીં વેળાનું ના કરવત ઘસાતું નક્કી હશે
ગ્રહો તારા ભાનુ જરૂર ક્ષણ આંહી અટકતા
સ્વરોની દેવીનાં નમી નમી અહીં દર્શન કરે.*

સર્વત્ર શાન્તિ હૃદયનાં એકતાન થઇ રહ્યાં હતાં. ગુલનું સૌંદર્ય તે દિવસે વધારે મોહક હતું. ગુલનું હાસ્ય વધારે આકર્ષક હતું, છતાં મને ઇર્ષા, વૈરની લાગણીજ નિર્મૂળ થઇ ગયેલી લાગી.

એ દિવસ પછી હું સુરત જવા નીકળ્યો, પ્યારેબક્ષે પોતાનાં સર્વ વાજીંત્ર લઇ મારી રજા માગી તે ઉપરથી મને લાગ્યું કે મારી ગેરહાજરીમાં મારે ત્યાં આવવું ઠીક નહિ એમ માની પ્યારેબક્ષે તૈયારી કરી હોવી જોઇએ. પ્યારેબક્ષનું આ વર્તન મને બહુ

*કલાપિ.

ગમ્યું. અને હું પણ એમજ માનતો હતો કે એમજ થવું જોઇએ. સુરતથી આવું તે પહેલાં પ્યારેબક્ષ મદ્રાસ તરફ જવાનો હતો એટલે હાલ તો આ મારી છેલ્લી મુલાકાત હતી. ખરેખર, પ્યારેબક્ષ જવાનો છે. હમેશને માટે જવાનો છે સાંભળી મારૂં હૃદય શાન્ત થયું. નોકરીમાં આપણાથી વધારે પગારદાર જેની જગા ઉપર આપણો હક હોય તેને મરતાં સાંભળી કેટલીક વાર પગાર વધવાની આશાએ આનંદ થાય છે એવો આનંદ થયો. ઠીક થયું કે મરી ગયો એમ કહેવાતું નથી, તેમ ભલે જાઓ કહી શકાયું નહિ, પણ મનમાં તો એમજ થયું કે પીડા ટળી. અંતઃકરણપૂર્વક સંતોષથી પ્યારેબક્ષ સાથે શેકહેન્ડ કરી અને તેમના સહવાસથી–તેમના સંગીતથી જે આનંદ મળ્યો હતો તે માટે તેમનો આભાર માન્યો. પ્યારેબક્ષે ગુલની રજા લીધી. ગુલ અને પ્યારેબક્ષ વચ્ચેની વાત ચિત એક બીજા માટેના પ્રશંસાના શબ્દો–દિલગીરીનાં વચનોથી મને જરાએ દિલગીરી ન થઇ. ઉલટો સંતોષ થયો. ખરેખર આવો સંતોષ મને તો લાંબા વખત થયાં થયો નહોતો. ગુલની સાથે ખુલ્લા હૃદયથી, હર્ષથી, આનંદથી ઉમંગથી આવી રીતે મેં કદિ વાત કરી નહોતી. તે દિવસે મને નિષ્કટંક સુખ મળ્યું. મારી આડા-ખીલી–મારો પ્રતિસ્પર્ધી–મારા સુખનો નાશ કરનાર ઝેરી સાપ દૂર થયો એમ લાગ્યું.

# [૨૫]

# વૈર



દયા સાટે એને રગ રગ બળે ક્રોધ ભભુકો,
વધ્યો શ્વાસોચ્છ્વાસે પ્રણય બદલે, વૈર-ચસકો
ચ્હડયું રોમે રોમે, જલદ વિષ સૌહાર્દ બદલે.

* * * *

દોલતરામ કૃ. પંડયા.

બે દિવસ પછી સુરત જવા નીકળ્યો ત્યારે મ્હારૂં મન-મગજ તદ્દન શાન્ત હતાં. ગુલ તરફનો અભાવ-તિરસ્કાર છૂપાઇ ગયો હતો-પ્યારેઅલ્લે છેલ્લી સલામ કરી હતી એટલે ગુલને હસતે વદને-શાન્ત ચિત્તે—છોકરાં-નોકર ચાકરની વચ્ચે રાખી સુરત ગયો. ત્યાં નેવી સોસાયટીમાં જે કામે ગયો તે કામને અંગે મળવા મૂકવાના કામમાં તથા ફરવા હરવામાં અને મુંબાઇથી શાન્ત હૃદયે ગયો હતો તેથી તેટલા દિવસો બહુ આનંદમાં ગયા. સુરત દસ બાર દિવસનું કામ હતું. સુરતથી જરૂરના કામસર રાંદેર ગયો ત્યાં બે દિવસ રહ્યો. મારી ટપાલ સુરતથી રાંદેર આવી. બીજા પત્રોમાં ગુલનો પત્ર

હતો. ગુલનો પત્ર વાંચતાં હૃદય ધબકવા લાગ્યું. ગુલે પત્રમાં પોતાના શરીરના—છોકરાના અભ્યાસના—ગામગપાટા—સગાંવહાલાંના ખબર લખ્યા હતા. આ સર્વ વાંચી સંતોષ થયો. પરંતુ છેવટે એક લીટી લખી હતી તેમાં એટલુંજ જણાવ્યું હતું કે "પ્યારેબક્ષ નક્કી કર્યા પ્રમાણે એક ચીજ શીખવવા આવ્યો હતો અને સાથે ગાયન ગાવાની દરખાસ્ત કરી હતી પણ મેં ના પાડી."

આટલા શબ્દો વાંચતાંજ મારા હૃદયનો બુઝાયેલો અગ્નિ જાગૃત થયો. "નક્કી કરેલી ચીજ! ક્યારે નક્કી કરેલી!" તે દિવસ તો પ્યારેબક્ષ હંમેશને માટે જતો હોય એમ તૈયાર થયો હતો ને પાછો મારે ઘેર ક્યાંથી આવ્યો! પત્ર ફરીને વાંચ્યો. અલ્લાદીનના દિવાની માફક મારી વૃત્તિ બદલાઇ ગઇ. બસ—ગુલે મને ચ્હીડવવાનેજ લખ્યું. ચીજ શી! જુઠું! મેં પૂછ્યું હત કે ત્હમે ફરીને આવવાના નથી તો કેવું સારૂં? મારૂં મગજ એટલું તો ઘુમરાઇ ગયું હતું કે વૈરે—વૈરના રાક્ષસે—સેતાને—મારા ઉપર પૂર્ણ સત્તા મેળવવા ફાંફાં માર્યાં; પણ પૂર્ણ મનોબળથી થોડીક વાર કબજામાં રાખ્યો. અદેખાઇ! અદેખાઈની સત્તા ભોગવનારજ તેનું બલ સમજી શકે છે. શું ગુલે ખોટું લખ્યું હતું? ના. ના. તેણે બિચારીએ સ્વાભાવિક રીતેજ લખ્યું હતું. એનામાં પાપ હત તો એ વિશે મુંગીજ રહી હત. આ વિચારથી કાંઇક શાન્ત થયો અને કામે લાગ્યો. રાત્રે સૂતો. દરરોજ કરતાં વહેલો સૂતો. રાત્રિમાં એકાએક જાગ્યો અને ગુલ, ગુલનો સ્નેહ—ગુલનો ને પ્યારેબક્ષનો સંબંધ સાંભર્યો ને હું ગભરાઈ ગયો. પથારીમાં શુંડમુંડ જેવો બેસીજ રહ્યો. મગજ ગરમ થઇ ગયું. આંખો ચકળવકળ થઈ ફરવા લાગી. વળી પાછા વિચાર આવ્યા. હું કેવો મૂરખો! પ્યારેબક્ષ જેવા લેભાગુ ગવૈયા પાછળ બહોળા કુટુમ્બવાળી, છૈયાં છોકરાં—નોકર ચાકરથી ભરેલા ઘરમાં ગુલ આવો સંબંધ રાખે એ માનવું? ગુલની પવિત્રતા માટે શંકા લઈ જવી એ મૂર્ખાઈ

નહિ તો બીજું શું! વળી પાછું મગજ ખસ્યું. ના, ના. અરે એ તો એજ. સ્ત્રીચરિત્ર, ઢોંગ, પ્યારેબક્ષ જેવો સ્હેલાણી, વ્યસન, મોહકકલાનો ઉસ્તાદ, આકર્ષક વાણી ને રીતભાત, મારી સાથે ગુલની તકરાર, ગુલને માટે મારો અસંતોષ, અદેખાઈ પછી શું? પ્યારેબક્ષનો જીવનનો ઉદ્દેશ ઇન્દ્રિયસુખ ભોગવવું, આનંદ મેળવવો. ગુલ પતિ, સુખ, દંપતી–સુખથી નિરાશ બનેલી ગુલનો હેતુ પણ આનંદ શોધવાનો. એ બન્નેને સંયોજનાર–બન્નેને એક બનાવનાર સંગીત–સિતાર હતાં. પછી? તેમને રોકનાર–તેમને વિઘ્નરૂપ થનાર કોણ હતું? કોઇ નહિ. ગુલની સાથે આટલાં વર્ષો ગાળ્યાં હતાં છતાં હું એનું અંતઃકરણ સમજી શકયો નથી, આત્મા ઓળખી શકયો નહેતો. ઓળખવા પ્રયત્ન કર્યો નહોતો. એટલે હું તેવી તે માની. એક પાશવ વૃત્તિવાળીજ સ્ત્રી તરીકે ઓળખી હતી. તે દિવસે તે ગાયન ગાતાં સિતાર ઉપર હાથ ફરતાં બન્નેને જોયાં હતાં. હાય. એક બીજા તરફ કેવી પ્રેમની નજરે જોતાં હતાં! એક બીજા તરફ જોઇ કેવાં મલકાતાં! એમનાં વર્તનજ એવાં હતાં કે બન્નેને ગાઢો પરિચય હોય એમ ભાસતું હતું. ઉસ્તાદ અને શીખનાર કરતાં પ્રેમી જોડાં જેવાં નહોતાં લાગતાં! ગુલે મને ચાહ કાઢી આપ્યો પરંતુ પ્યારેબક્ષને ચાહ કાઢતાં કેટલી વાર કરી! તેને ચાહ આપતાં આપતાં કેવી ઉર્મિથીં વાતો કરી હતી, હસી હતી! હાય! હાય! તે હસવું તો હજી મને બાળી મૂકવા શક્તિ ધરાવે છે. બસ, એ તો એજ. થઇ રહ્યું.

પથારીમાં આળોટતો—તરફડીઆં મારતો આમ વિચારવમળમાં પડયો હતો. ઓરડામાં દીવો નહોતો. અંધકાર હતો તેજ સારૂં હતું. નહિ તો તે વખતનો મારો ચહેરો ખરેખર એક ખૂનીને મળતો હતો. પથારીની એવડમાંથી દિવાસળીની પેટી ને સીગારની ડબ્બી કાઢી. દિવાસળી સળગાવી તેના તેજમાં રખેને કોઇ મારો

ચહેરો જુએ એટલે વિચાર મુંઝાયો. સીગાર સળગાવી એક, બે, ત્રણ, ચાર સીગારનો ધાણ વળ્યો. સીગારમાં એકજ લાભ છે. એકાન્તમાં, વિચારમાં, ચિન્તામાં વખત ન જતો હોય તો સીગાર પીવામાં વખત ક્યાં ગયો ? ઘણીવાર જણાતું નથી. આખી રાત ચિન્તામાં પસાર થઇ. આંખ જરાએ મીંચી નહિ, મીંચાઇ નહિ. પાંચ વાગ્યા ને હૃદય અધીરું બન્યું. આ સ્થિતિમાં જે કામે સુરત ગયો હતો, રાંદેર ગયો હતો તે કામ થાય એમ લાગતું નથી. બસ અત્યારેજ મુંબાઇ જવું પણ રાંદેરથી સુરત પહોંચવું ને ! નોકરને ઉઠાડયો ને પટેલને ત્યાંથી ઘોડો લાવવા વરધી આપી. જે કામે આવ્યો હતો તે કામના આગેવાનને ચીઠી લખી કે અચાનક કામ આવી પડવાથી હું મુંબાઈ ગયો છું.

આઠ વાગ્યે રાંદેરથી નીકળ્યો.



# [૨૬]

## રસ્તામાં



ભલે જાતી આખી જનસહ રસાતાળ પૃથિવી,
હવે હું તો વૈરી જગત સઘળાનો થઇ રહ્યો !

* * * *

દયાના, પ્રીતિના, મૃદુ હૃદય ને માર્દવ તણા
તમે લોકો વૈરી, મમ હૃદય લે વૈર ક્યમ ના !
હસો રોતાં દેખી ! હસીશ તમને આજ ચગદી
અહો ! રોનારાંઓ મમ નયનમાં જ્વાળ સળગી.
દયા રોનારાની ઉપર નવ મારા હૃદયને
તમારૂં રોવું એ કપટમય ને ક્રૂરજ દિસે
**તમારા લોહીમાં મમ હૃદય આ સ્નાન કરશે.×**

મારે મુસાફરી કરવાની હતી. સુરત પહોંચ્યા પછી તરતજ જવાય એમ નહોતું. સુરતથી છ સાત કલાક રેલ્વેમાં કાઢવાના હતા.

---

×કલાપિ.

રાંદેરથી સુરત જતાં એક વ થયો હોય એમ લાગ્યું. સૂર્યનારાયણનો તાપ સારો લાગતો હતો. કોઇ કોઈ ગાડાં આવતાં જતાં મળતાં માથે ટોપલા-ભરા લઇ ગામડાના લોકો આવતા જતા હતા. ઝાકળને લીધે જમીન ભીની દેખાતી હતી. આસપાસનાં ખેતર-જતા આવતા લોકો અને કુદરત જોવામાં કાંઇક મગજને શાન્તિ મળી અને હું શા માટે ક્યાં જાઉં છું? તેનું ભાન પણ ન રહ્યું. કોઇ પણ ઉદ્દેશ વગર ચાલ્યા કરતો હતો અને આમ ને આમ આખી પૃથ્વીની મુસાફરી કરી આવું તોએ ખબર પડે નહિ. જ્યાં સુધી 'શા માટે જાઉં છું?' એ સાંભર્યું નહિ ત્યાં સુધી સુખી હતો ને એ સુખ અખંડિત રહે એમ ઇચ્છતો હતો. અડધે પહોંચ્યો ત્યાં ઘોડાનો પટો તૂટી ગયો, ને હવે શી રીતે જવું? નોકરને ઘોડો લઇ પાસેના ગામડામાં મોકલ્યો. પટો તૈયાર થઇ આવતાં વખત ગયો-તે દરમિયાન રસ્તામાં ઝાડ હેઠળજ બેઠો અને આવતા જતા લોક સાથે વાતો કરવામાં તેટલો વખત પસાર કર્યો. બપોર થઇ ગયા ને રોજ કરતાં સુરત આવતાં મોડું થયું. સુરતના મારા મુકામમાં જઇ નાસ્તો-ચાહ લીધો. સામાન તૈયાર કર્યો ને પાછલા પહોરના મુંબાઈ જવા નીકળ્યો. ગાડીમાં જે સાતેક કલાક ગાળવા પડયા છે તે તો હું જન્મભર વિસરવાનો નથી. રેલ્વેમાં બેસતાં એમજ થયું કે હવે પહોંચ્યો અને વૈરની વૃત્તિ જાગૃત થઈ હોય અથવા સંગીતની માફક રેલ્વેમાં પણ કાંઇક લાગણી ઉશ્કેરવાની શક્તિ હોય-ગમે તે હોય પણ ગાડીમાં બેસતાંજ મારા વિચાર ઘુમવા લાગ્યા-હું અસ્વસ્થ થયો-ગુલ ને પ્યારેબક્ષનીજ મૂર્તિઓ મારી આંખ આગળ તરવા લાગી-બન્ને મને બતાવતાં હોય-મશ્કરી કરતાં હોય એમ ભ્રાન્તિ થઇ અને મારો અગ્નિ-અદેખાઇ-વૈરનો અગ્નિ રેલ્વેના પવનના ઝપાટાથી જોરથી ફુંકાવા લાગ્યો. ઘેર શું થતું હશે? પ્યારેબક્ષ ક્યાં હશે? ગુલનાં તરેહ તરેહવાર ચિત્રો મારી નજરે તરી આવ્યાં.

આ ચિત્રો મારાથી જોઇ શકાતાં નહોતાં છતાં તેને ખસેડી શકતો નહોતો—મારી વૈરવૃત્તિને આનંદ પડતો હતો. જેમ જેમ વિચાર કરતો ગયો—'ગુલ પ્યારેઅક્ષ આમ હશે ત્મ હશે' એમ કલ્પના કરતો ગયો તેમ તેમ ખરૂં હશે એમ લાગ્યું. આ માત્ર ભ્રાન્તિજ છે—કલ્પના છે એ વિચારજ જતો રહ્યો. સીનેમેટોગ્રાફનાં ચિત્રો પડદા ઉપર પાડે છે તેમ કોઇ સેતાન મારા હૃદયપટ ઉપર ગુલ-પ્યારે-અક્ષનાં ચિત્રો પાડતો હતો. એક એક ચિત્ર જોતાંજ મારૂં હૃદય બળી જતું હતું. ક્રોધ-વૈર આખા શરીરમાં—નસેનસ વ્યાપી રહ્યાં હતાં. એક દિવસ વાતમાં ને વાતમાં પ્યારેઅક્ષ બોલી ગયો હતો કે પોતે દૃઢ વિચારનો છે; બાકી ગમે તેવી સ્ત્રી હોય—ગમે તેટલી ઉંચી સોસાઇટીની સ્ત્રી હોય તોપણ તેને વશ કરવી એમાં શું? સ્ત્રીઓમાં મનોબળ હોય છે એ પ્યારેઅક્ષ—હું અને મારા જેવા અનેક પુરૂષો જાણે છે. હિંદુલોકોનાં શાસ્ત્રોએ સ્ત્રીઓમાં અગાધ મનોબળ હોય છે એ વાત પૂરવાર કરી છે. સ્ત્રીજાતિમાં કેટલી શક્તિ છે—કેટલું તેજ છે તે હું ચંડીપાઠ—દેવી ભાગવતના ગુજરાતી ભાષાન્તરમાં જોઈ શક્યો છું. સ્ત્રીમાં જેટલી શક્તિ છે તેટલી—ત્હેનાથી ઓછી પણ પુરૂષમાં નથી. આમ છતાં હું—મારા જેવા—પ્યારેઅક્ષ જેવા માને છે કે સ્ત્રીઓમાં શક્તિજ નથી. આમ હોવાથી નક્કી પ્યારેઅક્ષે ગુલ ઉપર સત્તા મેળવેલી! ગુલ—પવિત્ર ગુલ—મારાથી હજાર દરજ્જે ચડિયાતી ગુલમાં—તેની પવિત્રતામાં મને વિશ્વાસ નહોતો. હું એવો એટલે જગત એવું. પરંતુ ગુલ હવે નાની નહોતી. તેને છોકરાં ઓછાં નહોતાં—તેનો એકાદ દાંત પડી ગયો છે. તેમાં શું? પ્યારેઅક્ષ સેતાન છે. વળી આવી સોસાયટી ક્યાંથી?

ના, ના, કશુંજ નથી. એવું બનેજ નહિ. શું ગુલે તે દિવસે નહોતું કહ્યું કે પ્યારેઅક્ષ જેવા આદમી સાથે છૂટ લેવી તે પોતે હલકું માને છે. તેણે ખાત્રી નહોતી કરી આપી? મારે માટેજ

રાંદેરથી સુરત જતાં એક વ થયો હોય એમ લાગ્યું. સૂર્યનારાયણનો તાપ સારો લાગતો હતો. કોઇ કોઈ ગાડાં આવતાં જતાં મળતાં માથે ટોપલા-ભરા લઇ ગામડાના લોકો આવતા જતા હતા. ઝાકળને લીધે જમીન ભીની દેખાતી હતી. આસપાસનાં ખેતર-જતા આવતા લોકો અને કુદરત જોવામાં કાંઇક મગજને શાન્તિ મળી અને હું શા માટે ક્યાં જાઉં છું? તેનું ભાન પણ ન રહ્યું. કોઇ પણ ઉદ્દેશ વગર ચાલ્યા કરતો હતો અને આમ ને આમ આખી પૃથ્વીની મુસાફરી કરી આવું તોએ ખબર પડે નહિ. જ્યાં સુધી 'શા માટે જઉં છું?' એ સાંભર્યું નહિ ત્યાં સુધી સુખી હતો ને એ સુખ અખંડિત રહે એમ ઇચ્છતો હતો. અડધે પહોંચ્યો ત્યાં ઘોડાનો પટો તૂટી ગયો, ને હવે શી રીતે જવું? નોકરને ઘોડો લઇ પાસેના ગામડામાં મોકલ્યો. પટો તૈયાર થઇ આવતાં વખત ગયો-તે દરમિયાન રસ્તામાં ઝાડ હેઠળજ બેઠો અને આવતા જતા લોક સાથે વાતો કરવામાં તેટલો વખત પસાર કર્યો. બપોર થઇ ગયા ને રોજ કરતાં સુરત આવતાં મોડું થયું. સુરતના મારા મુકામમાં જઇ નાસ્તો-ચાહ લીધો. સામાન તૈયાર કર્યો ને પાછલા પહોરના મુંબાઈ જવા નીકળ્યો. ગાડીમાં જે સાતેક કલાક ગાળવા પડયા છે તે તો હું જન્મભર વિસરવાનો નથી. રેલ્વેમાં બેસતાં એમજ થયું કે હવે પહોંચ્યો અને વૈરની વૃત્તિ જાગૃત થઈ હોય અથવા સંગીતની માફક રેલ્વેમાં પણ કાંઇક લાગણી ઉશ્કેરવાની શક્તિ હોય-ગમે તે હોય પણ ગાડીમાં બેસતાંજ મારા વિચાર ઘુમવા લાગ્યા-હું અસ્વસ્થ થયો-ગુલ ને પ્યારેબક્ષનીજ મૂર્તિઓ મારી આંખ આગળ તરવા લાગી-બન્ને મને બતાવતાં હોય-મશ્કરી કરતાં હોય એમ ભ્રાન્તિ થઇ અને મારો અગ્નિ-અદેખાઇ-વૈરનો અગ્નિ રેલ્વેના પવનના ઝપાટાથી જોરથી ફુંકાવા લાગ્યો. ઘેર શું થતું હશે? પ્યારેબક્ષ ક્યાં હશે? ગુલનાં તરેહ તરેહવાર ચિત્રો મારી નજરે તરી આવ્યાં.

આ ચિત્રો મારાથી જોઇ શકાતાં નહોતાં છતાં તેને ખસેડી શકતો નહોતો—મારી વૈરવૃત્તિને આનંદ પડતો હતો. જેમ જેમ વિચાર કરતો ગયો—'ગુલ પ્યારેઅક્ષ આમ હશે તેમ હશે' એમ કલ્પના કરતો ગયો તેમ તેમ ખરૂં હશે એમ લાગ્યું. આ માત્ર ભ્રાન્તિજ છે-કલ્પના છે એ વિચારજ જતો રહ્યો. સીનેમેટોગ્રાફનાં ચિત્રો પડદા ઉપર પાડે છે તેમ કોઇ સેતાન મારા હૃદયપટ ઉપર ગુલ—પ્યારેઅક્ષનાં ચિત્રો પાડતો હતો. એક એક ચિત્ર જોતાંજ મારૂં હૃદય બળી જતું હતું. ક્રોધ—વૈર આખા શરીરમાં—નસેનસ વ્યાપી રહ્યાં હતાં. એક દિવસ વાતમાં ને વાતમાં પ્યારેઅક્ષ બોલી ગયો હતો કે પોતે દૃઢ વિચારનો છે; બાકી ગમે તેવી સ્ત્રી હોય—ગમે તેટલી ઉંચી સોસાઇટીની સ્ત્રી હોય તોપણ તેને વશ કરવી એમાં શું? સ્ત્રીઓમાં મનોબળ હોય છે એ પ્યારેઅક્ષ—હું અને મારા જેવા અનેક પુરૂષો જાણે છે. હિંદુલોકોનાં શાસ્ત્રોએ સ્ત્રીઓમાં અગાધ મનોબળ હોય છે એ વાત પૂરવાર કરી છે. સ્ત્રીજાતિમાં કેટલી શક્તિ છે-કેટલું તેજ છે તે હું ચંડીપાઠ—દેવી ભાગવતના ગુજરાતી ભાષાન્તરમાં જોઈ શક્યો છું. સ્ત્રીમાં જેટલી શક્તિ છે તેટલી—ત્હેનાથી ઓછી પણ પુરૂષમાં નથી. આમ છતાં હું—મારા જેવા—પ્યારેઅક્ષ જેવા માને છે કે સ્ત્રીઓમાં શક્તિજ નથી. આમ હોવાથી નક્કી પ્યારેઅક્ષે ગુલ ઉપર સત્તા મેળવેલી! ગુલ—પવિત્ર ગુલ—મારાથી હજાર દરજજે ચડિયાતી ગુલમાં—તેની પવિત્રતામાં મને વિશ્વાસ નહોતો. હું એવો એટલે જગત એવું. પરંતુ ગુલ હવે નાની નહોતી. તેને છોકરાં ઓછાં નહોતાં—તેનો એકાદ દાંત પડી ગયો છે. તેમાં શું? પ્યારેઅક્ષ સેતાન છે. વળી આવી સોસાયટી ક્યાંથી?

ના, ના, કશુંજ નથી. એવું બનેજ નહિ. શું ગુલે તે દિવસે નહોતું કહ્યું કે પ્યારેઅક્ષ જેવા આદમી સાથે છૂટ લેવી તે પોતે હલકું માને છે. તેણે ખાત્રી નહોતી કરી આપી? મારે માટેજ

રવિવારની મિજલસ બંધ કરવા મરજી નહોતી બતાવી? આમ અનેક વિચારમાં ગુંથાયો હતો. તે દિવસે મારા ડબામાં બે ઉતારૂ હતા—એક વૃદ્ધ પતિપત્ની, જેમાંથી એકકે બોલતાં નહિ. નવસારી આગળ બન્ને ઉતરી પડ્યાં ને હું એકલો રહ્યો. બસ, હવે મારી લગામ ઢીલી પડી. સિંહ જેમ પાંજરામાં પછાડા માર્યા કરે તેમ ગાડીના એક બારણાથી બીજા બારણા સુધી આંટા મારવા લાગ્યો. કાચની બારી ઉઘાડું તો શટર્સ વાસું—શટર્સ ઉઘાડું તો બારી વાસું. જોરથી ગાડીને ધક્કા મારતો હોઉં એમ બારીબારણા હલમલાવી નાખ્યાં.

ગુલ—પ્યારેબક્ષના વિચાર આવ્યા. મેરાં સાંભરી. ગરીબ છોકરી! મેરાં હાય હાય! એની શરમ ન પડી. છોકરી બિચારી જોઇને ડઘાઇ જતી હશે. બેશરમ ગુલ! સેતાન પ્યારેબક્ષ! પ્યારેબક્ષને ગુલ સાથે છૂટ લેતો જોઇ છોકરાના નિર્દોષ—નિષ્પાપ હૃદયમાં શું શું થતું હશે! પણ તેની ગુલને શી પડી છે! સ્નેહ આંધળો છે. સ્નેહ! અમારા સ્નેહલગ્ન ને એમાં આ શંકા! આવો વિશ્વાસ! વળી વિચારના વમળમાં ચડ્યો. હું એટલો બધો ઉશ્કેરાઇ ગયો હતો કે ફર્સ્ટ ક્લાસના ડબ્બામાં હતો છતાં મને કાંઇજ મજા આવતી નહોતી. એટલામાં એક વિચાર આવ્યો ને ખુશ થયો. એજ લા, બારીથી કૂદી પડવું—ગાડીના પૈડા તળે સુવું ને પછી

**આપ મુવે પીછે ડૂબ ગઈ દુનિયા.**

શું હું આપઘાત કરૂં! મારે આપઘાત કરવાનો વખત આવ્યો! મારે માટે દયા ઉત્પન્ન થઇ અને ગુલ તરફ તિરસ્કાર થયો. હું મરી જાઉં પછી તો ગુલને મજા પડે—'ભલી થઇ ભાગી જંજાળ.' થાય—વચમાંથી કાંટો જાય. હું મરી જાઉં ને ગુલ જીવે—મોજ માણે! એ બનેજ કેમ! એ મારાથી જોવાયજ કેમ! એનો વિચારજ થાય કેમ! બસ—ગુલને શિક્ષા થવીજ જોઇએ. મને ગાડીમાં ન ગમ્યું—મુઝાયો—સ્ટેશન આવ્યું. આ સ્ટેશને ટીકીટ ચેક કરવાની

હોવાથી રેલ્વેના મોટા અમલદારો ટોળાબંધ ઉભા હતા. ગાડી વધુ થોભવાની હતી. મારી ટીકીટ બતાવી, સામે રીફ્રેશમેન્ટ રૂમમાં ચાહ પીવા ગયો. મારી સાથે એક ખોજો પણ ચાહ પીતો હતો. તેની સાથે વાતમાં પડ્યો. વાતમાં મજા પડી એટલે એકાદ બે સ્ટેશન સુધી એની સાથે બેસવાનો નિશ્ચય કરી ત્રીજા વર્ગમાં બેઠો. ગાડી ભરેલી હતી. બીડીનાં ઠોઠાં, શેરડીના કૂચા, મગફળીનાં છોતરાં, થુંક વગેરે પડ્યું હતું. ખોજો ખીલ્યો હતો; તેણે એક પછી એક વાતો કરવા માંડી—હું સાંભળતો હતો પણ મારૂં ધ્યાન નહોતું. મારામાં વિવેક નથી એમ લાગ્યું. હું બીજે સ્ટેશને ઉતરી મારા ડબ્બામાં ગયો. ખોજાની વાતો સંભારવા લાગ્યો. તે સંભારતાં ગુલ—પ્યારેબક્ષનાં ચિત્રો પાછા ખડાં થયાં ને મગજ ભમ્યું. આ પ્રમાણે હું કેટલી વાર હેરાન થયો હોઇશ! પાછો શાન્ત થતો; તો આ વખતે એજ પ્રમાણે શાન્તિ થવીજ જોઇએ!

કેવા નઠારા વિચાર—કેવી મૂર્ખાઇ! બિચારી ગુલ નિરાંતે આરામ લેતી હશે, ઉંઘતી હશે. મને એકદમ આવ્યો સાંભળી કેટલી ખુશી થશે, તેના વર્તનથી—તેના ઉછળતા હૃદયથી—તેની હસતી આંખોથી મને નકામો વ્હેમ છે હું ખોટો છું એ ખાત્રી થશે; પણ એમ ન હોય તો? એ વિચાર થતાં આશાની ટોચ ઉપરથી નિરાશા—દુ:ખની ખાઇમાં પડ્યો. મને અન્ય સ્ત્રીની સાથે વાત કરવા, અન્ય સ્ત્રીઓની મશ્કરી કરવા, તેમની ટીકા કરવા, તેમની તરફ અયોગ્ય દૃષ્ટિ કરવા હક; પણ અમારી સ્ત્રીઓ, નિર્દોષ હોય, વધારે મનોબળવાળી હોય, અમને જણાવતી હોય છતાં અન્ય પુરૂષ સાથે વાત ન કરી શકે? એ વાત કરે એટલે થઇ રહ્યું. બસ નહિજ, હક નહિ. પ્યારેબક્ષને ઉરાડી નાખું! ના, ના. એ તો આનંદ માને છે. એને શું છે! ગુલ! ગુલનેજ પૂરી કરવી તે ખરાબ નથી. નહિ હોય તો તે મને છેતરે છે, છેતરવા ધારે છે. આમ મારા મનમાં અનેક તર્કવિતર્ક ચાલતા હતા ને મારૂં મન વધારે ને વધારે વ્યગ્ર થતું હતું.

# બળતામાં ઘી



**पयःपानं भुजंगानां केवलं विषवर्धनम् ॥ ***

વીરાર આવ્યું. જેમ જેમ મુંબાઇ પાસે આવતું ગયું તેમ તેમ હું બહુજ અધીરો બનતો ગયો. શરીરમાંથી પરસેવો છૂટવા લાગ્યો. હાથ પગ ધ્રૂજવા મંડયા. બોલવાનું ભાન ન રહ્યું. એક પૂતળાની માફકજ ચર્ચગેટ સ્ટેશને ઉતર્યો. પોર્ટરે ટ્રંક લીધી. બહાર વીકટોરીઆમાં મૂકી. હું ચાલ્યો. બાઘાની માફકજ રસ્તામાં જતા મજુરો–લોકો, દિવાના અજવાળામાં ઝાંખા વંચાતા બંગલા ઉપરનાં પાટિયાં, વાંચતો ચાલ્યો. ટાઢ વાતી હતી. ગરમ રૂમાલ કાઢવા ગાડીમાં બેગ જોઉં છું તો ન મળે. બેગ સ્ટેશન ઉપર ગાડીમાંજ રહી ગઇ હતી. પાછો ફરૂં? ના ના, કાલે વાત–મળશે તો તે નહિ તો ગઈ. હું શામાટે ઉતાવળો થાઉં છું–મને શામાટે ગભરામણ થાય છે તેની મને કાંઇ ખબર નહોતી. કાંઇ અનિષ્ટ પરિણામ આવવું જોઇએ એમ ધારતો હતો. એ તો ભ્રાન્તિજ હતી કે કોઇ ભયંકર પરિણામનું ભવિષ્યસૂચન હતું? તે ખબર ન પડી.

---

* ભુજંગને દૂધનું પાન ત્હેનું વિષજ વધારે.

આજ ગાડી મોડી હતી. ઘરના બંગલાના ઝાંપા પાસે આવ્યો ત્યારે રાતના દશ વાગ્યા હતા. ડ્રૉઇંગ રૂમમાં હજી દીવો બળતો હતો. કોઈ પણ વિચાર કર્યો વિના મોટા દરવાજા પાસે ગયો અને બટન દાબી અંદર ખબર કરી. રામાએ બારણું ઉઘાડ્યાં. બહારના ભાગમાં લૂગડાં લટકાવવાના સ્ટૅન્ડ ઉપર ઓવરકોટ જોયો. હૃદયમાં ધબકારો થયો. તેજ ઓવરકોટ! ઓવરકોટજ મારો દુશ્મન હોય, તેનામાં જીવ હોય તેમ તેને મારવા ધસ્યો. પાછો બચકાયો. હું કહેતો હતો તેજ! તેમજ છે! રામાને પૂછ્યું "કોણ છે?" 'જી કિસ્તાદજી' 'બીજું કોઈ છે?' "ના જી રામાએ સહેજ ઉત્તર આપ્યો અને મેં એના બોલમાં અર્થ જોયો. રામો ટકાવો નોકર મારી મશ્કરી કરે છે—ચીડવે છે.

"છોકરાં ક્યાં છે?"

'બાબા સૂતાં છે, ખુરશીમાં છે. સેશંબાઇ વાંચતાં હશે."

મારા દાંત કકડતા હતા. ઘણીવાર પરગામથી આવતો પણ આજ ને તે દિવસોમાં ફેર હતો. બસ, મારું ધારેલું અક્ષરશઃ ખરૂં છે. મારાથી રહેવાયું નહિ. રોવું આવ્યું ને ડૂસકાં આવતાં હતાં ત્યાં કોણ જાણે ક્યાંથી પડઘા પડયાઃ 'રો—રોયા કર—બૉટો પાડ એટલે બન્નેને ખબર પડે અને તારી પાસે કાંઇ સાબિતીઓજ ન રહે" આ પડઘાએ મારામાં વેર—વેર—વેરનું જોમ રેડ્યું અને હું રાક્ષસી—ઘાતકી બની ગયો.

"રામા! જા સ્ટેશન ઉપર હું બેગ ભૂલી ગયો છું લઇ આવ. આ કાર્ડ આપીશ એટલે આપશે" રામો ગયો. હું ડ્રૉઇંગરૂમ તરફ ગયો ત્યાં તાસકો—ચાહના પ્યાલાનો ખખડાટ અને વાતોનો અવાજ કાંઇક કાંઇક આવતો હતો. તેમણે ઘંટડીનો અવાજ સાંભળ્યો નહોતો. રામો બહાર ગયો—બીજા નોકરો એમની ઓરડીઓમાં સૂતા હતા. છોકરાં ઉંઘતાં હતાં, આખા ઘરમાં હું ને પેલાં બે. રાતના દશ

વાગ્યા છે. પ્યારેબક્ષ મારા પોતાના ઘરમાં ખાય છે. ગુલ તેની સેવામાં હાજર છે. બસ, આથી વધારે સાબીતી શી! એ તો એજ. ઘડી અધઘડીમાં સર્વનો અન્ત આવશે. વચમાં હું ખોટો હોઇશ એવી શંકા હતી. હવે એ શંકા રહીજ નહિ. રાત્રે દસ વાગ્યે પ્યારેબક્ષ મારી ગેરહાજરીમાં! શું ગુલને ખબર નહિ હોય! ખબર શેની ન હોય? ગુલે ભારે હિંમત, ઉદ્ધતાઇ દર્શાવી લાગે છે. મહેમાનો, પરોણાઓ, મિત્રોએ કોઇને ઘેર ઉતરતી વખત પહેલી તપાસ એ કરવાની કે ઘરધણી વહેમી—શંકાશીલ ન હોય–તેવી ખાત્રી હોય તોજ તેને ઘેર ગેરહાજરીમાં ઉતરજો, નહિ તો હોટલ —વીશી—ઓટલા ઉપર સુવું બહેતર; નહિ તો નાહકના નિર્દોષ સ્ત્રીઓનાં ખૂન કરાવશો. વૃદ્ધ–જ્ઞાને–બુદ્ધિએ પણ વૃદ્ધ–પોતાની પુત્રીઓ–બહેનો સાથે ને રેલ્વે સ્ટેશન ઉપર ગાડીમાં જાય છે ત્યાં યુવાનો શુભ હેતુથી કેવળ જિજ્ઞાસાનીજ વૃત્તિએ તેમની પુત્રીઓ કે બહેનો તરફ જુવે છે ત્યારે વહેમાઇ લાકડી મારવા, ધમકી દેવા ચૂકતા નથી. વહેમ! વહેમ! વહેમ ને સર્વત્ર શંકા–ભય સિવાય કાંઇજ દીસતું નથી.

હવે આનાથી શી ખાત્રી જોઇએ? બપોરના સૂર્યને તે આકાશમાં આવ્યો છે તેની જગતને ખબર કરવા છડીદારની જરૂર પડતી નથી. હવે મને એકજ બીક હતી. રખેને એમને મારા આવ્યાની ખબર પડે ને જુદી જુદી દિશાએથી નાસી જાય ને મારી બધી યુક્તિ ધૂળધાણી કરી નાંખે. એમ થાય તો મારૂં વૈર ન વળાય–એમને પુરાં ન થાય. તેમને ખબર ન પડે એટલા માટે પગમાંથી બૂટ કાઢી સપાટ પહેર્યાં. વચલા ઓરડામાંથી ન જતાં બાજુના ઓરડામાંથી ગયો. એક ઓરડામાં છોકરો ઉંઘતો હતો. આયા જાગવાની તૈયારીમાં હતી. જો આયા જાગી પડી તો તે મારે વિશે શું ધારશે! મ્હારી આંખમાં અગ્નિ ઝરતો હતો. ધીરેધીરે ત્યાંથી

મારા લખવાના ઓરડામાં ગયો ને કોચમાં ધબ લઈ પડયો ને રોયો—ખૂબ રોયો. હું કોણ! કાવસ! મેં શી શી આશાઓ બાંધી હતી. લગ્નસુખ—સ્નેહસુખનાં કેવાં સ્વપ્નાં હતાં! મેં કોઈ દિવસ અન્ય સ્ત્રીના વિચાર કર્યા નહોતા તેની સ્ત્રી, પ્યારેબક્ષ જેવા ગવૈયાને ચાહ્ય! ગુલ સ્ત્રી છે? ના ના, એ એક પશુ છે! પશુ કરતાં પણ ખરાબ—હાય! છોકરાં અહીં નિરાંતે સૂતાં છે! શું છોકરાં ઉપર નૈતિક છાપ કેવી પડશે તેની પણ દરકાર નહિં હોય! પ્યારેબક્ષ આવે છે એમ લખ્યું હતું પણ આમ—પહેલેથી કાગળ લખી આવવાનો છું. એમ ખબર કરી હત તો ગુલ તૈયાર હત. સ્ટેશન ઉપર બની ઠની તેડવા આવત! હં! આયા—રામાના—મનમાં શા વિચારો આવતા હશે?

ખુરશીમાંથી ઉભો થવા વિચાર કર્યો પણ ઉભો થઇ શકયોજ નહિ. હું તદ્દન નિરાશ લજાયેલો હતો. જરૂર મગજ ઉપર લોહી ચઢી જશે ને મારૂં માથુ ફાટી જશે. જગત એમ સમજશે કે ગુલને લીધે મોત થયું. ગુલેજ મારી નાખ્યો, પણ તેથી ગુલને શું? એને તો વચમાંથી ખડખડ જશે. એ આનંદ—એ નિશ્ચિંત અવસ્થા ગુલને મારાથી અપાયજ કેમ! શેનો આપું? શું! હાય! હાય! બન્ને જણાં હસે છે! ગઇ વખત લડાઈ થઇ ત્યારે મેં ગળું દાબી ગુલને પુરી કરી હત તો કેવું સારૂં! બસ, હવે મારા મગજમાં એજ વિચાર હતા. કામ કરવું, હું માણસ નહોતો, પશુ નહોતો, સેતાન હતો. વૈરની લાગણીમાં જે આનંદ પડતો હતો, વૈર લેવા જે ઉત્કંઠા થઇ હતી તેવો આનંદ—તેવી ઉત્કંઠા કદી થઈ નહોતી. પગમાંથી સપાટો કાઢી નાખી મોજાં રહેવા દીધાં—પાસેના ઓરડામાં ભીંતે હથિયાર લટકતાં હતાં તે તરફ જોઇ રહ્યો. મને મારા પિતાના વખતથી હથિયારનો પરવાનો હતો. નાની પીસ્તોલ, ખંજર, તરવાર, જમૈયો લટકતાં હતાં! શું લઉં? એનો વિચાર થયો. તરવારનું મ્યાન

ચળકતું હતું. તરવાર ઉતારી; મ્યાનની પટી છોડી અને તરવાર બહાર કાઢી. તરવારનું પાનું નવુંજ હતું અને તેનો કોઇ દિવસ ઉપયોગ થયો નહોતો. મ્યાન કોચ ઉપર ફેંક્યું. કાંઈક અવાજ થયો. મ્યાન પછીથી લેવાનું–યાદ રાખવાનું–મક્કમ પાકું કરી, તૈયાર થયો. હજી મારો ઓવર-કોટ મારા શરીર ઉપરજ હતો તે કાઢી નાખ્યો. હાથમાં તરવાર લઇ કાલભૈરવની માફક ચાલ્યો. પગ આસ્તે આસ્તેજ મૂકતો હતો છતાં તેના ધબકારા મારા હૃદયના ધબકારાને તાલ પૂરતા હતા. હું કયે રસ્તે થઇને, કયા ઓરડામાં થઇને, ધીમે ધીમે ચાલીને કે દોડીને એ ઓરડામાં દાખલ થયો તેનું મને જરાએ ભાન નહોતું; દાખલ થયો એ વાત ખરી.

# [૨૮]

## ખૂન

*

નકી એ એજ ખંજરથી હમોને કોઈ દિ ખોશે!
પછી તો રોઈને અશ્રુ વતી પોતાની એ ખોશે;
કબરમાં જ્યાં હમે જાશું ફુલો ત્યાં આવશે દેવા,
મગર આ જીન્દગીમાં તો બની ભાલાં સદા દેવા.

બારણું ઉઘાડ્યું. પ્યારેઅલ્લના ચ્હેરા ઉપર ભય–ત્રાસની લાગણી તરી આવી. ગુલનો ચ્હેરો શાન્ત નહોતો; તે તો ગભરાઈ ગઈ હોય એમ મને લાગ્યું. તે ભયંકર રાત્રિ હજી મને સાંભરે છે. હું તેમની સામે જઈ ઉભો રહ્યો, એમના આનંદમાં હું વિઘ્નરૂપ થયો તેટલા માટે અથવા રાતના અચાનક નાગી તલવાર લઈ સામે ઉભો રહ્યો તેથી કે કોણ જાણે કેમ, ગુલ તો બેબાકળી થઈ ગઈ. હવે શું જુઠું બોલશે? બોલી શકશે? ગુન્હા–નિર્દોષ ગુલ ગભરાઈ હતી. હવે શું થશે? એ ચિંતા વ્યાપી રહી હતી, મેં તો એમજ જાણ્યું કે 'હવે શું થશે' નો અર્થ પ્યારેઅલ્લને કેમ [illegible] એમ સમજ્યો.

એક હાથ બારણાને લગાવી ઉભો રહ્યો. ઝાડના નાજુક પાંદડાની માફક ગુલ ધ્રુજતી હતી. પ્યારેબક્ષ તો કેવળ ગભરાઇ ગયો હતો. પણ જાગૃત થઇ હિંમત રાખી બોલ્યો:

'હું માત્ર ગાયન શીખવતો હતો. સિતારની ગત શીખવતો હતો.'

"મેં આવું નહોતું ધાર્યું. તમે–કા–વસ–ભૂલ—"

ગુલના ઉપર એટલો ક્રોધ ચઢયો હતો કે તેનો એક એક શબ્દ મારા ક્રોધને વધારતો હતો. એ વાક્ય પૂરું થવા ન દીધું. હું એકદમ ધસ્યો ને ગુલ ઉપર ઘા કરવા હાથ વીંઝયો ત્યાં પ્યારેબક્ષે જોરથી બન્ને હાથ પકડયા ને ત્રાડ મારી–"મારી અક્કલ કયાં મારી ગઈ છે? શું કરો છો?"

ધાઓ, મદદ, મદદ."

મેં જોરથી તેને દૂર ફેંકયો અને એના ઉપરજ ધસ્યો. પ્યારેબક્ષ ધોળી પુણી જેવો થઈ ગયો, પાછો હટયો, સિતાર પડયો હતો તેના ઉપર પગ મૂકયો. સિતારના તારનો ગણગણાટ થયો, મેં તે તરફ જોયું, પાસેના ઓરડામાંથી નાસી જતો હતો. એની પાછળ જઇ પૂરો કરૂં એમ મને થયું ત્યાં તો મારા ખભા ઉપર હાથ પડયો ગુલનો હાથ–જે ગુલનો હાથ અડકતાં મને સ્વર્ગસુખ મળતું, હું કાગળ લખતો ને ગુલ પાછળથી આવી ખભે હાથ મૂકતી ત્યારે કલમ હાથમાંથી પડી જતી તેજ ગુલનો હાથ–આજ ખભા ઉપર પડતાં તરવારમાં વધુ બળ આવ્યું ને મારા હાથ મજબૂત થયા. ક્રોધ વધ્યો, અગ્નિ સળગ્યો. ગુલને તરછોડી પણ ગુલ મને વળગી હતી–બાઝી હતી. મડાગાંઠ થઈ હતી. હું ગભરાયો. આ વિઘ્નથી મને ઉલટું જોર આવ્યું. ડાબા હાથની એવી તો થપ્પડ લગાવી કે ગુલનું મોં વાંકું થઇ ગયું. ગુલે ચીસ પાડી અને હાથ છોડયો.

પ્યારેબક્ષની પાછળ જવા પગ ઉપાડયો ત્યાં વિચાર આવ્યો કે આવાં વેશમાં મારી સ્ત્રીના આશક પાછળ દોડવાની મૂર્ખાઇ કરવી નહિ. મારા હૃદયમાં વૈર રગેરગ વ્યાપી ગયું હતું. મારી આંખોમાં અગ્નિ સળગી રહ્યો હતો છતાં મારા મન ઉપર—મારા શરીર ઉપરથી મારી સત્તા જતી નહોતી રહી. ગુલને મોં ઉપરની લપડાક સખ્ત વાગી હતી ને તે ઉંધે માથે પાસેના કોચ ઉપર પડી પડી ડૂસકાં ભરતી હતી, ધ્રૂજતી હતી, ગુલ—નિર્દોષ ગુલ તે વખતે ચુપજ રહી હત તો ભયંકર કૃત્ય ન કરત; પણ ગુલ ઉઠી. મારી પાસે આવી. તરવાર-વાળો હાથ ઝાલી રોતી ડસકાં ખાતી બોલી.

“કાવસ! કાવસ! આ શું ભૂત ભરાયું છે? તું શું કરવો ધારે છે? કાંઇજ નથી. તને ખાલી વહેમ છે! તમે પછીથી પસ્તાશો! તમારા સમ,-મેરાંના સમ, બાબાના સમ, કંઇ નથી—વહેમ છે. હું પવિત્ર છું.’ મેં કાંઇજ કર્યું ન હત પણ છેલ્લા શબ્દે મારૂં લોહી ઉકાળ્યું. પવિત્ર! ગુલ પવિત્ર! મારી ગેરહાજરીમાં પ્યારેબક્ષ આવ્યો. તેની સાથે સિતાર વગાડાય ને પવિત્ર! જુઠું—તદ્દન જુઠું! સ્ત્રીચરિત્ર! બીજું કાંઇજ નહિ. એનો એટલોજ અર્થ કે વાત તદ્દન ખરી. પવિત્ર નહિ પણ અપવિત્ર, કાંઇજ નથી નહિ, પણ બધું છે.

‘ચુપ રહે! રા—હડહડતું જુઠાણું!’

ડાબા હાથે ગુલના બે હાથ પકડયા ને તે ઝડપ મારી છૂટી ગઇ. પાછળ દોડયો, ગળામાંથી પકડી નીચી નાંખી ગુંગળાવી મારવા વિચાર કર્યો. ગુલે બન્ને હાથે મ્હારો હાથ વીંઝોટી નાખ્યો અને ગુલ ઉભી થઇ ગઈ. હું વળી દોડયો. ત્હેને ધક્કો મારી ફગોટી; ગુલ બૂમ પાડતી પડી ને ત્હેનાં પાંસળાંમાં સીધી તરવાર ખોસી દીધી.

લોકો એમ ધારે છે કે માણસો ગુસ્સામાં—ક્રોધમાં શું બોલે છે ત્હેનું તેમને ભાન નથી હોતું. ના, મ્હારે તેમ નહોતું. મ્હને તે પ્રસંગે

શું શું બન્યું તે બરાબર યાદ છે. મ્હેં મ્હારા મન ઉપરનો કાબુ જરા પણ ખોયો નહોતો. મ્હારે ઘા મારવો છે. ગુલને પૂરી કરવી છે ત્હેનો નિશ્ચય કર્યો હતો અને તે પ્રમાણે કર્યું. હાથ નીચા નમાવતાં, તરવારનો ઘા મારતાં, તરવારથી પાસામાં ચામડીને છેદી નાખતાં જે અવાજ થયો તે અવાજ મ્હારા હૃદયમાં સર્યો. પાછળથી પસ્તાવાનું થાય એમ લાગ્યું પણ કાંઇ ફિકર નહિ. ગુલ કે પ્યારેબક્ષ જશે ત્ય્હારેજ શાન્તિ થશે એમ લાગ્યું. આ કામ ભયંકર છે—ત્રાસજનક છે—એ હું જાણતો હતો. તે બધા વિચાર વિજળીના ઝબકારા માફક મ્હારા મનમાં આવી ગયા.

ઘણા દિવસ પછી કેદખાનામાં હું બહુ પસ્તાતો. મ્હેં કેવી રીતે ક્રુર ખુન કર્યું ત્હેનો વિચાર કરતો હતો. ગુલ—નિર્દોષ ગુલે પ્યારેબક્ષ મ્હારી ગેરહાજરીમાં ન આવે એવી યોજના કરી હતી તે એના પત્ર ઉપરથી લાગતું હતું, માત્ર મ્હેં માન્યું નહોતું. આ દિવસે એવું બન્યું કે પ્યારેબક્ષને મેરાં નિશાળે જતાં મળી હશે. મેરાંએ એકાદ ગત શીખવા ઇચ્છા દર્શાવી. શીખવવા આવવા-જતા પહેલાં આવી જવા—ગસે તો રાત્રે વખત કાઢી આવી જવા આગ્રહ કર્યો. મેરાંએ ઘેર ગુલને વાત કરી—ગુલે ઠપકો આપ્યો. પરન્તુ બન્યું તે બન્યું. રાત્રે પ્યારેબક્ષ આવ્યો; મેરાં ખુશી થતી ઉંઘી ગઈ; ગુલ—સોસાયટીના માનીતા પ્યારેબક્ષને 'હવે જાઓ' એમ કહી શકી નહિ. એક ગાયન ને ચાહ પત્યા પછી જવાનો હશે—હતો—ત્યાં આ બન્યું.

કેદખાનામાં મારી માનસિક સ્થિતિ અસ્વસ્થ હતી. જેમ જેમ વિચાર કરતો ગયો, જેમ જેમ સત્ય વાત જાણતો ગયો તેમ તેમ મારી જાત ઉપર—મારાં સ્નેહલગ્નની ભાવના ઉપર તિરસ્કાર આવવા લાગ્યો. આ અમારાં સ્નેહલગ્ન. મેં તો એક નહિ પણ હજાર સ્ત્રીઓ સાથે વાતો કરી છે, તેમની સાથે ગાયનો ગાયાં છે. ગુલ તે

વખતે તરવાર લઇ આવી હોત અને મને ઠપકો આપી, મારા ઉપર અવિશ્વાસ લાવી, ગુલે મને તરવારનો ઝટકો લગાવ્યો હત તો! પાછળના વિચારો શા કામના!

ગુલને ઘા સખત વાગ્યો હતો—બુઝાતો દિવો અન્તની એક પળ પહેલાં જાગૃત થાય છે તેમ ગુલ ઉભી થઇ. 'આયા! મને મારી નાખી' ની બૂમ પાડી. પાછી પડી. આયા ત્રાડ સાંભળી દોડી આવી. હું તો ઉભોજ રહ્યો હતો. લોહીનું ખાબોચિયું ભરાયું હતું. આયાએ આગળ પાછળ નજર નાખી શું બન્યું હતું તે સમજી અને તેની શેઠાણી તરફ દોડી. 'હાય બાપ!'ની આયાની બૂમ સાથેજ મેં તરવાર ફેંકી દીધી.

હું હવે શાન્ત હતો, શાન્ત રહ્યો. આયા કે ગુલ તરફ નજર કરવાની મેં દરકાર કરી નહોતી—કરી નહિ. આયાએ બીજી બૂમ પાડી અને ઘાટણ આવી પહોંચી, હું તો મારા ઓરડામાં જઈ ખુરશી ઉપર પડ્યો. મેં શું કર્યું હતું, શું થશે તેનું ભાન આવવા માંડ્યું—હિંડ્યો—સામી ભીંતેથી રીવોલ્વર—બ્રાઉનીંગ રીવોલ્વર ઉપાડી તે ભરેલીજ હતી. પાસેની ત્રિપાઇની ઉપર મૂકી. તરવારનું મ્યાન પડ્યું હતું તે ઉપાડી મારી પાસે રાખ્યું. હું મૂંગોજ હતો. વિચાર પણ કરતો નહોતો. બસ બેસીજ રહ્યો. પાસેના ઓરડામાં ઘરમાં ચુપકીથી ચાલતા માણસોનાં પગલાં સંભળાતાં હતાં. માણસોની આવજા શરૂ થઇ ગઈ હતી ત્યાં રામો સ્ટેશન ઉપરથી મારી બેગ લઇને આવ્યો—જાણે અત્યારેજ બેગની જરૂર હોયની!

"રામા! તેં કંઇ સાંભળ્યું? કોઇએ પોલીસને બોલાવવા મોકલ્યો છે!"

રામાએ ઉત્તરજ ન આપ્યો. મૂંગો મૂંગો એ ચાલ્યો ગયો. મેં બારણાં અંદરથી બંધ કર્યાં. દિવાસળી કાઢી—સીગાર પીવા માંડી. પહેલીજ સીગાર પુરી નહિ કરી હોય ત્યાં માનસિક ને

શારીરિક થાકથી મને ઉંઘ આવવા માંડી અને હું ઉંઘ્યો. બે કલાક ઉંઘ્યો. સ્વપ્નામાં હું ગુલની માફી માંગતો હતો. ગુલે મને સ્નેહપૂર્વક માફી આપી અને અમે બન્ને કદિ નહિ હોઇએ એવાં સ્નેહાળ પતિપત્ની થઇ ગયાં. સ્વપ્નસૃષ્ટિમાં ભોગ ભોગવતાં હતાં ત્યાં કોઇકે જોરથી બારણું ઠોક્યું ને હું ઝબકી ઉઠ્યો. 'હાય પોલીસ! મેં ખૂન કર્યું છે'—એ વિચારની સાથે હૃદય ધબક્યું. ના. નાઃ ગુલ સારી થઇ જશે. બીજી વખત બારણાં અફળાયાં. હું બોલ્યોજ નહિ. હેં? મેં ખૂન કર્યું છે? ગુલનું? મારી પત્નીનું! હું ખૂની? હા! એમાં શો સંદેહ! ગુલે ખૂન કરતાં અટકાવવા કેટલા પ્રયત્ન કર્યા હતા? હુંજ સામો થયો હતો ને મેંજ આજ તરવારે એના શરીરને વીંધી નાખ્યું હતું. પછી શંકા શી! એજ. હવે મારે પણ એની પાછળ જવું. એકદમ ઉભો થયો. ત્રિપાઈ ઉપરની રીવોલ્વર લીધી. એનો ઘોડો તૈયાર કર્યો—કપાળ સામે રીવો-લ્વર ધરી: આપઘાત! હા, આપઘાત કરવા મેં કેટલી વાર વિચાર કર્યો! યત્ન કર્યો. સુરતથી આવતાં ગાડીમાં રેલ્વે તળે ચગદાઇ જવા નિશ્ચય કર્યો હતો—તેમ કરી ગુલના મનમાં ત્રાસ પેસાડવા ઇચ્છા હતી. પણ ગાડીમાંથી કૂદી શક્યો નહિ. રીવોલ્વર તૈયાર હતી છતાં તેનો ઘોડો દાબી શક્યો નહિ. અરે! એટલુંજ મનોબળ હતું ને આ પરિણામ આવત! સ્નેહમાંજ દૃઢ ન રહત! ગુલ ઉપર હું વિશ્વાસ—શંકા—વહેમ લાવતજ શું કરવા! આપઘાત કરવામાં પણ મનોબળ જોઇએ છીએ. ઘણા આપઘાત કરતા નથી પણ થઇ જાય છે. રીવોલ્વરનો ઘોડો પાડતા નથી પણ પડી જાય છે. કુવા—તળાવ કે દરિયામાં પડતા નથી પણ જોમમાં ને જોમમાં જાય છે ને પડી જવાય છે—ગાડી તળે ચગદાતા નથી પણ ચગદાઇ જવાય છે. અફીણ સ્ટ્રીકનીઆ ખાતા નથી પણ ખવાઈ જાય છે, કારણ કે પછી જીવવા બહુજ ફાંફાં મારે

દાક્તર બચાવે તો સારૂં! કુવા તળાવમાં પડયા પછી બહાર નીકળાય તો સારૂં! અફીણ વગેરે બહાર નીકળી જાય તો સારૂં, એમ આપઘાત કરનારના મનમાં થાય છે પણ પળ જતી રહેવાથી બચતા નથી.

વળી કોઇકે બારણાં ઠોક્યાં. રીવોલ્વર મેજ ઉપર મૂકી તે ન દેખાય તેટલા માટે ઉપર ટાઇમ્સ ઓફ ઇન્ડીયા મૂકયું. પછી બારણાં ઉઘાડયાં. જોઉં છું તો મ્હારી ગુલની બ્હેન બચુબાઇ હતી.

'કાવસ! બીચારીનો અંતકાળ છે. હવે જીવશે નહિ! દાકતર નાણાવટી પણ એજ કહે છે."

નાણાવટી ગુલનો હમેશનો દાકતર હતો.

"દાકતર આવ્યો છે!" કોણ જાણે કેમ તે દાક્તર તરફ મારો અભાવ હતો.

"બચુબાઇ! હું શું કરૂં?"

બચુબાઇ—"જાઓ! જાઓ! જરાક જુવો કેવું ભયંકર કામ? જાઓ, જરાક જૂવો. કેવું કામ!" પોતાની સ્ત્રીનું જાણી બુઝીને ખૂન કર્યા પછી તેને જોવા જવી તે સંભવિત છે? પણ જવુંજ. ગયા વિના ચાલે એમ નહોતું. જોઇ આવ્યા પછી આપઘાત કરવો હશે તો ઘણો વખત છે. હું બચુબાઇની પાછળ પાછળ ગયો. "હવે ક્રોધ તિરસ્કારની લાગણીઓ જોવાની મજા પડશે. બચુબાઇ! ઉભાં રહો! મને સપાટ પહેરી લેવા દો."

હું એક પછી એક ઓરડામાં દાખલ થયો. કોણ જાણે કેમ? ખૂન કર્યું છે—ખૂન થયું છે તે વાતજ ભૂલી ગયો. છેલ્લા ઓરડા પાસે ગયો ત્યાં આઇડોફોર્મ ફેનીકએસીડ વગેરેની ગંધ આવી અને ત્યારેજ વાત સાંભરી. હા! ખૂન થયુંજ હતું! પાસેના ઓરડાના

ઉમરા ઉપર નાની બુચ્ચી ઉભી હતી. તે શું થયું તે સમજતી નહોતી, પણ ગભરાઇ ગયેલી લાગતી હતી. બધાં છોકરાં તાકી તાકીને મારી સામું જોતાં હતાં. ગુલ પડી હતી તે ઓરડામાં દાખલ થયો. ગુલની સાડી લોહીમાં તરબોળ થઇ હતી. તેના માથા નીચે ઓશીકાં મૂકયાં હતાં. સહેરો ઉંચો કર્યો હતો. ને ઘા ઉપર લીનનનો પાટો હતો. આખા ઓરડામાં આયડોફોર્મની ગંધ પ્રસરી ગઇ હતી. ગુલનું નાક અને આંખો નીચેનો ભાગ કાળો પડયો હતો. આ મેં લપડાક મારી હતી તેનું પરિણામ હતું. ગુલનું સૌન્દર્ય નષ્ટ થયું હતું, તેનો ચહેરો બીહામણો થયો હતો. હું તો ઉમરા ઉપરજ ઉભો.

અચુબાઈ—"કાવસ! ઓવો, તેની પાસે આવો." રખેને તે પશ્ચાત્તાપ કરતી હોય! તમારે માફી આપવી. હવે છેલ્લી ઘડીએ શા–માટે માફી ન આપવી?" હું ઉદાર–દયાળુ થયો. ગુલની પથારી પાસે ગયો ને તેના કપાળ ઉપર હાથ મુકયો. ગુલે આંખો ઉઘાડી મારા સામું જોયું–ગુલ જોઇજ રહી. આંખમાંથી આંસુ ખરી પડયાં. ગુલનો ચહેરો અત્યારે એટલો દયાજનક–નિર્દોષ–પવિત્ર લાગ્યો કે મારૂં મન મારા કબજામાં ન રહ્યું ને ભૂલ કરી તે ઘા હૃદય ઉપર થયો પણ હું સમજ્યો નહિ. ગુલ મહા પ્રયત્ને બોલી:

"તમને ગમતું હતું તે થયું. હવે સંતોષ થયો. છોકરાં! એમને એમની માશી પાસે રહેવા દેજો. મેરાં! મેરાં! તને પણ સિતાર શીખવાનું કયાંથી મન થયું! આટલે દિવસે આ શું? મેરાંને તમારી પાસે ન રાખશો. **વ્હેલી બાણી થયા–તો વ્હેલી બાપ થતાં શી વાર!**"

ગુલના શબ્દે મારા ઉપર જૂદીજ અસર કરી; તપાવેલા લોઢા ઉપર હથોડો પડે તેમ એના શબ્દ હતા. 'મનને ગમતું થયું. સંતોષ થયો' મને સંતોષ થયો હતો! હા, તે વખત તો થયો હતો. ગુલની પથારી પાસે બેઠો હતો–તેના માથા ઉપર હાથ મૂકયો હતો

તે વખત તો સંતોષ નહોતો—ભૂલ થઈ હતી—પાપ થયું હતું—વિશ્વાસ-ઘાત થયો હતો. 'મેરાં ! તને પણ સિતાર શીખવાનું ક્યાંથી મન થયું' તે વાત સમજી શકયો નહિ. તે વાત મને કેદખાનામાં જતાં જતાં મેરાં તરફથી મળી હતી, અને ત્યારેજ કેદખાનામાં હું પસ્તાયો—ખરેખરો પસ્તાયો.

અબુબાઈ—"કાવસજી ! તમે શું કર્યું છે તેનો વિચાર આવે છે ? છોકરાં સામું જુઓ."

છોકરાં સામું જોઈ ગુલ સામું જોયું અને જીવનમાં પહેલીજ વાર મારા હૃદયમાં ખરી લાગણી થઈ. પરમેશ્વર—પ્રભુ ત્યારેજ સાંભર્યો અને ખૂન કરવાનો—પ્રાણ લઈ લેવાનો મને શો હક છે તેનો વિચાર થયો. સરકારને અથવા એક મનુષ્યને બીજા મનુષ્ય કે પ્રાણીનો જીવ લેવાનો શો હક છે—શી સત્તા છે ! ગુલના ચહેરા સામે-તેના અવયવો સામે નીરખતાં જગન્નિયન્તાની એક સુંદર રચનાને—સુંદર ફૂલને મસળી નાંખ્યું એમ થયું—મારા હૃદયમાંથી વેર—અદેખાઈની વૃત્તિ કોણ જાણે ક્યાં સંતાઈ ગઈ—અદેખાઈ કેમ રહી શકી હશે તે વિચાર પણ લાવતાં શરમાયો. અને તેના સાથે આ ભયંકર કમબખ્તી એટલો તો ત્રાસી ગયો કે મને નીચા પડી—ગુલના પગ માથે અડકાડી—તેની ધૂળ જીભે અડકાડી માફી માગવા મન થયું; પણ મારી હિમ્મત ચાલી નહિ, ગુલ આંખો મીચી—નિરાશ થઈ પડી રહી હતી. તેનામાં સત્તા નહોતી. વળી તેના ચહેરામાં ફેરફાર થયો—ક્રોધ—તિરસ્કાર—દયાની લાગણી—ચંદ્ર ઉપર ધોળાં કાળાં આછાં ઘાટાં વાદળાં આવે છે તેમ—મોં ઉપર જૂદી જૂદી લાગણીઓ સ્પષ્ટ જણાઈ. માંડ માંડ આંખો ઉઘાડી ગુલ બોલી—

"આ બધું શા માટે ! કાવસ ! શા માટે ?"

"ગુલ, વહાલી ગુલ ! માફ કર !"

"માફ કરું ? મારાથી શું માફ થાય એમ છે ? માફ કરનાર પ્રભુ છે ! તમને–પુરુષોને સ્ત્રીઓ ઉપર ક્યારે વિશ્વાસ આવશે ! આમે તો........"

સન્નિપાત શરૂ થયો. "મારો–આ ઉભી ! સંતોષ પામો–છોકરાંને મારો. મેરાં—જમસુ ! બુચી !"

છોકરાં સામું જોતી હતી પણ છોકરાંને ઓળખાતી નહોતી. આંખો ઉઘાડી હતી. માથાના વાળ હાથે તોડતી હતી. "વહેમ ! શંકા ! કાવસ ! મેં–સ્ત્રીઓએ તમારા ઉપર શંકા આણી હોત તો ! અમે પૂર્ણ વિશ્વાસ રાખીએ–તમે ક્યાં જાઓ છો ? તેની તપાસ કરતાં નથી. મેરાં ! તું પરણીશ નહિ !" મેરાંને બદલે જમસુને કહેતી હતી. અડધા કલાકમાં ગુલ–નિર્દોષ ગુલનો આત્મા પ્રભુના દરબારમાં મારી સામે ફરિયાદ કરવા પહોંચી ગયો.

વહાણું વાતાં વાતાં પોલીસના માણસોએ આવી મને કેદ કર્યો. હું પોલીસ–સ્ટેશને ગયો. ત્યાં તપાસ દરમિયાન કાચી કેદમાં સડ્યા કર્યું. કેસમાં–કોર્ટમાં જગતની દૃષ્ટિએ એમ લાગ્યું કે પ્યારે-બક્ષને ગુલ સાથે સંબંધ હતો અને ક્રોધમાં આ ખૂન મેં કર્યું. ત્રણ વર્ષની કેદની શિક્ષા થઇ ને આ સ્થિતિએ પહોંચ્યો. ગુલને મૃત્યુ પામેલી જોઇ ત્યારેજ મારા મનનો વહેમ ગયો–ત્યારેજ મારી ગંભીર ભૂલ સમજ્યો. એને હસતી–વાતો કરતી જોવી તે તદ્દન અશક્ય હતું તેની મને ત્યારેજ ખબર પડી અને મારા મનની સ્થિતિ અનુભવી. મારા સિવાય બીજા કોઇને સમજાય એમ નથી. મારા મનોબળની મને હાલ ખબર પડી છે તેટલી પહેલાં ખબર પડી હોત તો હું કદી લગ્ન કરતજ નહિ. અમારાં જેવાં લગ્નને સ્નેહલગ્ન કહે છે; એનેજ સ્નેહલગ્ન કહેતા તો હું એ સ્નેહલગ્ન કહેતોજ નથી–એ તો પ્રથમ દૃષ્ટિએ ઉપજતા આવેશનું પરિણામ

છે—એમાં આત્મા આત્માને ઓળખી શકતો નથી અને આવેશમાં નહિ પણ **શાન્તવૃતિથી—ધીરજથી, પ્રભુપ્રેમ—નીતિમય જીવનથી—મનોબળથી આત્મા ઓળખાય તોજ લગ્ન—તોજ સ્નેહલગ્ન—તોજ દંપતીસુખ—તોજ જગસેવા તોજ પ્રભુસેવા.**

મારૂં પણ એમજ છે. મહાત્માઓ કહી ગયા છે કે કોઇ સ્ત્રી તરફ નજર ન કરવી આનો અર્થ એટલોજ છે કે સ્ત્રી પોતાના આનંદ અર્થે—ક્ષણિક સુખ અર્થે છે એમ ન ધારવું; તેમજ સ્ત્રી એક સાધારણ વસ્તુ નથી પરંતુ પરમાત્માની સુંદર મૂર્તિ છે એ ધ્યાનમાં રાખવું. આ ઉપરાંત આ વચન કેવલ પરસ્ત્રીનેજ લાગુ નથી પડતું. પોતાની સ્વપત્ની પણ પરમાત્માની મંગલ મૂર્તિ છે. આપણાજ વચન ખાતર તેના આત્માનો વિનાશ ન કરવો એ વચન સમાયેલું છે.




